સત્યાગ્રહની ત્યારે તક મળી પછી જેલ પણ થઈ ૧૯૩૨ની લડતમા નવજીવનના તંત્રી બન્યા પીપળાવથી ધરપકડ થઈ અને અઢી વરસની સજા થઈ તે વિસાપુર જેલમા રહી પૂરી કરી

૧૯૩૫મા નવચેતન શાળાની સ્થાપના થતા પ્રથમ દિવસથી જોડાયા વિદ્યાર્થીપ્રિય શિક્ષક તરીકે ઓળખાવા લાગ્યા શાળાની રંગભૂમિ અને ઈતરપ્રવૃત્તિમા એમણે પ્રાણ પૂર્યા શ્રી નિરંજન ભગત, સ્વ ગિરીન ઝવેરી, શ્રી જસુ શાહ, શ્રી. રાવજી પટેલ, શ્રી અવિનાશ મુનશી અને ચિનુ મોદી વ સાહિત્યકારોની આ પેઢી તેમની સર્જન શક્તિને અંકુરિત કરનાર શિક્ષક તરીકે તેમનો આદર કરે છે રંગભૂમિના પ્રસિદ્ધ કલાકાર શ્રી અનસૂયા સુતરિયા અમુભાઈને પ્રથમ રંગભૂમિનો રંગ લગાડનાર વ્યક્તિ તરીકે ઓળખાવે છે

શ્રી દામુભાઈના છત્ર નીચે ઠેઠ ત્રીસ વર્ષથી નવચેતનના મુખપત્ર સાધનાના સહતંત્રી તરીકે તેનુ સંપાદન કરે છે

“ ન ”

# કંઈક

"ભાઈબીજની ભેટ" પછી ઘણે લાંબે ગાળે આજે મારું આ બીજું પુસ્તક મુ. શ્રી શંભુભાઈ જગશીની મમતાને કારણે પ્રકાશને પામે છે. ભાઈબીજની ભેટ સરકારી પારિતોષક મેળવવા ભાગ્યવાન બન્યું હતું, તેના યશનો અધિકાર ગુર્જરગ્રંથને પણ લેખક જેટલો જ જાય છે. નવચેતન શાળાના મુખપત્ર **સાધનામાં** આ નાનકડા પ્રવાસની લેખમાળા હપતે હપતે પ્રસિદ્ધ થતી હતી ત્યારે વિદ્યાર્થીઓ અને કેટલાક મિત્રોમાં પ્રિય થઈ પડી હતી. એ લેખમાળા, સ્વ. કેળવણીકાર શ્રી. **મનુભાઈ વૈદ્યનું** વહાલ મેળવવા ભાગ્યશાળી બની હતી. એમના પત્રોએ મને લેખમાળા ચાલુ રાખવા ઉત્સાહિત કર્યો હતો. તેનું સ્મરણ કરતાં મન આનંદ અને ધન્યતા અનુભવે છે. નવચેતન શાળાના આચાર્યશ્રીનો આભાર માનવો જોઈએ; તેમણે મને આ નાનકડા પ્રવાસમાં જોડાવાની તક આપી હતી. ઐતિહાસિક ઘટનાઓ **કર્નલ ટૉડના** ઇતિહાસને આધારે લીધેલી છે. હું નહીં, સમગ્ર ભારત પણ એમનું ઋણી છે. શિક્ષણની દેવતા મારી આરાધ્ય દેવતા છે તેને ચરણે પૂજનથાળમાં વીણાએલાં ફૂલોમાંથી આ બીજું પુષ્પ ધરું છું.

પ્રકાશકુંજ,
શારદા સોસાયટી,
**અમદાવાદ-૭**

**અમુભાઈ પંડ્યા**

## ક્રમ


| | | |
|---|---|---|
| ૧. | રંગીલું રાજસ્થાન | ૩ |
| ૨. | જોધપુર | ૬ |
| ૩. | બિકાનેર | ૧૬ |
| ૪. | જયપુર | ૨૨ |
| ૫. | વનસ્થલી વિદ્યાપીઠ | ૨૯ |
| ૬. | ગલતા ધોધ | ૪૬ |
| ૭. | તીર્થરાજ પુષ્કરજી | ૫૩ |
| ૮. | અજમેર | ૬૩ |
| ૯. | અચળગઢ–ચિતોડ | ૭૩ |
| ૧૦. | દેવદ્વારે હરિની ખોજ | ૧૦૩ |
| ૧૧. | એકલિંગજી | ૧૦૭ |
| ૧૨. | શ્રીનાથજી | ૧૧૦ |
| ૧૩. | ઉદેપુર ( રાજસ્થાનનું શ્રીનગર ) | ૧૨૦ |
| ૧૪. | પૂર્ણિમા પાછી ઊગી રે | ૧૨૯ |
| ૧૫. | રાણકપુર | ૧૩૬ |
| ૧૬. | અર્બુદાચલ | ૧૩૯ |
| ૧૭. | અર્બુદેશ્વરી | ૧૪૪ |
| ૧૮. | અચલગઢને માર્ગે | ૧૪૬ |
| ૧૯. | દેલવાડા કે દેવલવાડા ? | ૧૫૫ |
| ૨૦. | સનસેટ પોઈન્ટ | ૧૬૦ |
| ૨૧. | ઋણમુક્તિ | ૧૬૫ |



## રંગીલું રાજસ્થાન

રાજસ્થાન જવાનું મારે નક્કી થયું અને દિલમાં આનંદનાં ગદગદિયાં થવા લાગ્યાં. વર્તમાન વીસરી જઈ ભૂતકાળની સફરે અમે જતા હતા. અરે! રાજસ્થાનનો એ ભૂતકાળ અનેક ઘેરા રંગોથી વિભૂષિત બની અમને પોતાની લીલા દર્શાવતો ઈશારા કરી બોલાવી રહ્યો હતો. પ્રણયને હિંડોળે ઝૂલતાં, શૃંગારની પિચકારીઓ ઉરાડતાં અનેક સ્નેહયુગલો ડફને તાલે ઘૂઘર બાંધી નાચતાં હતાં તો અગ્નિની ભૈરવી જ્વાલાઓમાં હસતી અંગનાઓને વંદન કરતા નરવીરો અને તલવારોની રમઝટ વચ્ચે રક્તની હોળી ખેલતા કેસરિયા વીરો, અમને કલ્પનાના

પ્રદેશમાં રમવા બોલાવતા હતા. હતી તો આ બધી ભૂતકાળની ભૂતાવળ પણ એ ભૂતાવળ પરીસૃષ્ટિના કાવ્યરંગો ધરી અમને નિમંત્રતી હતી. અને અમારે એ મોહિનીમાં તણાવું જ હતું. બાપારાવ, ભારતકમલિની પદ્મિની, અલાઉદ્દીનના ગર્વને ભંજન કરતા બાલવીર બાદલ અને ગોરા કાકા, ધાત્રી પન્ના, કર્ણાવતી, પ્રતાપી પ્રતાપ, કારુણ્યમૂર્તિ કૃષ્ણા, જસવંતસિંહ, દુર્ગાદાસ, અજિતસિંહ, માનસિંહ, જયસિંહ અને સવાઈ જયસિંહ–દરેક વિભૂતિઓની તરતી રેખાઓમાં બીજી અનેક રંગભરી માનવ સૃષ્ટિ અમારું ધ્યાન દોરતી હતી. અને એ બધાંથી અનોખી, મસ્ત વ્યક્તિત્વ રેલતી, સ્નેહચૂંદડી ઓઢી આધવમુગ્ધ પ્રણયયોગિની મીરાં પગમાં ઘૂઘર બાંધી મસ્ત બની નાચતી હતી.

"જો તુમ છોડો પિયા મૈં નહીં છોડું."

ગુજરાત અને રાજસ્થાનની સરહદ ઉપર પહેરેગીર બની ઊભેલો અર્બુદ પર્વત પ્રશ્નવિરામ થઈ ઊભો હતો. આબુ કોનો? ગુજરાત કે રાજસ્થાનનો? વિજ્ઞાન યુગના વિજયની સિસોટી મારતી, સંકુચિત સીમાડાઓને ભૂંસતી ગાડી ઝડપથી આગળ વધતી હતી ગુજરાત અને રાજસ્થાનના અટંકવીરોને એણે તો ભૂતકાળમાં આશરો આપ્યો છે, તેમના થાક ઉતાર્યા છે અને ઘાવ રૂઝવ્યા છે. પ્રકૃતિનો અને શ્રીનો વૈભવ ધારણ ી આત્માની શીતળતા મેળવવા વત્સલ આબુ આજે રાજ-

સ્થાની અને ગુજરાતી બન્નેને નિમંત્રે છે, બન્નેને કહે છે: 'હું તમારો છું.' ગાડી ઝડપથી મારવાડની મરુભૂમિમાં પ્રવેશી રહી છે. વનશ્રી અદૃશ્ય થતી જાય છે અને તેને સ્થળે આવળ, બાવળ, કેર, બોરડીનાં ઝાંખરાંઓ, ફેરફૂદડી ફરતાં નજરે પડે છે. અહીં ખરસાણી પણ પોતાનું મહત્ત્વ દર્શાવતી કેસરિયાં ફૂલથી શોભી રહી છે. અરે! આકડો પણ વ્યક્તિત્વ દાખવતો ખીલ્યો છે. સીમાઓની સંકુચિતતા જાણે અદૃશ્ય થાય છે. અને ક્ષિતિજો વિસ્તરી રહી છે.

વાતે વળગ્યા, નાસ્તો કર્યો, લંબાવ્યું અને સવાર થયું. સૂર્યદેવતાનાં ઉષ્માભર્યાં દર્શન કર્યાં અને અમે જોધપુર સ્ટેશને આવી ઊભા.

# જોધપુર

આજ એ જોધપુર જ્યાં રાઠોડ વીર જોધાજીએ શહાબુ-દીનના હાથે કનોજના પતન પછી અહીં આવી નગરની સ્થાપના કરી. અને વીર માલદેવે અકબરનો પડકાર ઝીલ્યો અને જીવ્યો ત્યાં સુધી અણનમ રહી અટંક ગણાયો. અનુજ ઉદયસિંહે ઘોડાં ભાંગે એટલું શરીર વધાર્યું પણ તેનું મન તો પામર જ રહ્યું. બહેન જોધાબાઈને અકબરને આપી સાળા થઈ શરણાગતિ સ્વીકારી. એ પરંપરા પરસ્પરમાં સચવાઈ હોત તો? જસવંતસિંહે શાહજહાનનું સેનાપતિપદ સાચવ્યું. શાહજહાનનો પક્ષ લઈ પિતૃદ્રોહી આલમગીરને પડકાર્યો અને ઘાયલ થઈ ભાગ્યો, આવ્યો જોધપુરમાં. રાણીએ કિલ્લાનાં દ્વાર બંધ કરાવી ભાગેડુને કિલ્લામાં લેવાની ના પાડી. કેવું ખમીર! એ જ જસવંતસિંહ આલમગીરના સૈન્યનું સંચાલન કરી મહારાષ્ટ્ર વીર શિવાજીને જીતવા જતાં અંતરથી જિતાઈ ગયો. આલમગીર ભડકયો અને જશવંતસિંહને કાબૂલ જીતવા ધકેલ્યો. લશ્કરે અટકથી આગળ વધવા ના પાડી. વિશ્વહૃદયી જસવંતસિંહે લશ્કરને જીતી લીધું :

> સબહી ભૂમિ ગોપાલકી વામેં ખટક કહાં ?
> જામેં ખટક નહીં વામેં અટક કહાં ?

આલમગીરે તેના પુત્ર પૃથ્વીસિંહને દગાથી માર્યો અને જસવંતસિંહનું હૃદય વીંધાઈ ગયું. સગર્ભા રાણી અને સાથીઓને આશ્રયના છત્ર નીચે કેદી કર્યા. અને દુર્ગાદાસે અજિતને નસાડયો અને પોતે તલવારથી લશ્કરો વીંધી ભાગી છૂટયો. રાણી અને તેમની સાથી નારીમંડળીએ રાજધાનીમાં અગ્નિસ્નાન કર્યું. પચ્ચીસ પચ્ચીસ વર્ષ દુર્ગાદાસે અજિતને પડખે રહી ઔરંગઝેબને પડકાર્યો અને હંફાવ્યો. ખુદ ઔરંગઝેબે કબૂલ કર્યું : ડુંગરના ઉંદરને તો હું નમાવી શકીશ પણ આ સેતાનનો બચ્ચો દુર્ગાદાસ મારું મોત લાવશે. એવા વીર મર્દોની ભૂમિ ઉપર પગ મૂકતાં હૃદય અનેક ભાવોથી ઊછળતું હતું.

અને સ્વ. સરદારે મહારાજાના રાષ્ટ્ર હૃદયને જીતી લીધું ન હોત તો આજ જોધપુર ઝીણા સાહેબની મુત્સદ્દીની જાળમાં ઝડપાઈ જઈ પાકિસ્તાનની ભૂમિમાં ભળી ગયું હોત. આવાં કંઈક કંઈક સ્મરણો જોધપુરમાં પગ મૂકતાં તાજાં થતાં હતાં.

અમારી મોટરે જોધપુરના ઉમેદભવન—છીતલ મહલ રાજમહાલયના દ્વાર ઉપર અમને લાવી મૂકયા. મકાનની ભવ્યતા અમને આંજતી હતી અને તેની પરદેશી સ્થાપત્ય રચના કંઈક પરાયાપણાનો ભાવ જન્માવતી હતી. શ્રી. જાની સાહેબ અને ચાચા મહેલમાં પ્રવેશ મેળવવાની રજા લેવા અંદર દાખલ થયા ત્યાં એક વિનમ્ર શિક્ષિત નવજુવાન અમારી સન્મુખ આવી ઊભા રહ્યા. તેની સાથે જોધપુરની માહિતી મેળવવાનો

પ્રયત્ન કર્યો સ્વ મહાત્મા ટાડના દિલને જીતી લેનાર કાગલીના બાગનાં બેઆનાર દાડમ હવે થતાં નથી અને કાગલીકા બાગની જગા નિશાનીરૂપે જ રહી છે એમ જાણી મારા મને સહેજ ગ્લાનિ અનુભવી અહીના રાણાના શીલને સરક્ષવા જતાં, અટ કવીર દયાનદ સરસ્વતી એક વારાંગનાના કાવતરાનો ભોગ બની એક ગુજરાતી રસોઇયાના હાથે ઝેર મળવાથી મૃત્યુ પામ્યા. તેમનુ કોઈ અહી સ્મૃતિમદિર પણ નથી, અને પચ્ચીસ પચ્ચીસ વર્ષ એમના રાણા અજિતસિંહને માટે ખાંડાનો ખેલ ખેલનાર, મોતને હાથમાં લઈ આબુ અને અરવલ્લીના ડુગરો મા છૂપાઈ દુશ્મનને પડકારનાર વીર દુર્ગાદાસનુ પણ સ્મૃતિ મદિર નથી જાણી વિશેષ ખેદ થયો શહેરમા બાલનિકેતન નામની બાલ શિક્ષણ સસ્થા રજાઓને લીધે બધ છે, પણ સરસ સસ્થા છે એ જાણી શિક્ષકસહજ કુતૂહલ ઉત્પન્ન થયુ આ બધી જ વાતો ચાલતી હતી અને મારી નજર ગુલાબી ઝાંયવાળા જોધપુરી પથ્થરોમાંથી રચાયેલા મહેલની ભવ્યતા નિહાળતી હતી રસિક મહારાજાએ ઇંગ્લેન્ડના રાજભવન બકિગહામ પેલેસને અહી ઉતારવા યત્ન કર્યો છે વિશાળ ચોકને મધ્યમાં રાખી ચતુષ્કોણમાં મહેલ ત્રણ મજલામાં ખડો છે પદર કરોડ રૂપિયા આ ઇમારતને નિર્માણ કરવા મહારાજાએ રાજ્યની તિજોરીમાથી ખર્ચ્યા છે દરેક દીવાલ ઉપર અગાસીને આથે હમણા ઊડશે એવો ખ્યાલ આપતો ગરુડરાજ પાંખ ફફડાવતો બેઠો છે અને કોક ખૂણામાં હમણા તાડૂકશે એમ ભાસ કરાવતો

વનરાજ સિંહ ઊભેલો છે. પથ્થરની ગુલાબી આરસ પ્રભા જ એક વિશિષ્ટ આકર્ષણ છે.

રાજાઓના રંગીલા રંગરાગને રમાડવા જ જાણે ભવન નિર્માયું છે. અતિથિભવન છે. ભોજન ખંડ છે. બિલિયર્ડ રમવાના વિશાળ મેજવાળો લંબગોળ ખંડ છે. દરેક ખંડના નોખા નોખા રંગરોગાન છે. અમારે તો હજી આખું જોધપુર જોવું હતું અને સમય તો ઝડપથી દોડતો હતો. અમને સુંદરમાં સુંદર પ્રતિનિધિ જેવા ખંડો બતાવવા માટે અમે અમારા માર્ગદર્શકને વિનવ્યા.

અમારો રસ્તો નીચે પગથિયા વાટે ઊતરતો હતો. આછા પ્રકાશ અને આછા અંધકારમાં થઈ અમે આગળ આવ્યા અને વિશાળ સ્નાનમંદિર–સ્વીમિંગ બાથ આગળ આવી ઊભા રહ્યા. આછો વીજળીનો પ્રકાશ કંઈક અગમ્ય આકર્ષણ ઉત્પન્ન કરતો હતો. પાણીનું ભૂરી નીલી ઝાંયવાળું પારદર્શક તળિયું પણ જોઈ શકાય તેટલું સ્વચ્છ હતું. ગરમ ઠંડા પાણીના પ્રવાહો આવી પાણીને જોઈતું ઉષ્ણતામાન આપી શકે તેવી આયોજના હતી. સ્વીમિંગ બાથની છત, ભીંતો અને સ્થંભો ઉપર દરિયાઈ સૃષ્ટિને એક પોલીશ ચિત્રકારે આલેખી હતી. પાણીમાં તરતી પરીઓ જેવી માછલીઓ, પાણીનાં વમળો, પરપોટા, નીલા–ભૂરા રંગમાં અંકિત થતા હતા અને તેનાં પ્રતિબિંબને પાણી ઉપર પાડતા હતા. પાણી હલે ત્યારે મત્સ્યસૃષ્ટિ રમતી, સરતી, તરતી દેખાય તેવી કાવ્યપ્રતિભાથી આ

ચિત્રસૃષ્ટિ આલેખાઈ હતી. સ્વીમિંગ બાથનું કામકાજ એવું અલૌકિક હતું, એવી જાદુભરી દુનિયામાં અમને લઈ જતું હતું કે ત્યાંથી અમને ખસવાનું મન જ ન થાય. એ રૂપની દુનિયામાં મુગ્ધ બની અમે માનવ સર્જિત લાવણ્યનું પાન કરતા હતા. અમારા મોહને પાણીને તળિયે ચમકતો વીજળીનો દીવો અને ઉપરથી ઊતરી બારીમાં થઈ બાથમાં ચાલ્યાં આવતાં પગથિયાં ગલીપચી કરતાં હતાં. દરબાર ખંડે અમને ઇશારો કરી બોલાવ્યા અને સ્વીમિંગ બાથને છોડી અમે લંબચોરસ ઈરાની ગાલીચાથી વિભૂષિત ખંડમાં આવી ઊભા. દરબાર ખંડની છત સોનેથી મઢી હતી. પણ તેની સુવર્ણ–વડાઈ અમને આંજી શકે તેમ ન હતી. સુવર્ણનું મખમલ મંડિત આસન પણ અમને આકર્ષે તેમ ન હતું. સિંહ, વાઘ, દીપડા, ગેંડા વગેરેનાં મસાલા ભરેલાં મસ્તકો અમને છક કરવા યત્ન કરતાં હતાં. પણ અમને એ જ પોલીશ ચિત્રકારનાં દોરેલાં ભીંત-ચિત્રો સીતાવલ્લભ રામના પ્રણયજીવનને અંકિત કરતાં અમને આકર્ષતાં હતાં. ઉત્તરરામચરિતમાં લવકુશ અને સીતાને પાછા લઈ આવી રામ અશ્વમેધ માટે તૈયાર કરેલા યજ્ઞ મંડપમાં સીતાને એક પછી એક ચિત્રો બતાવતા હતા, તે પ્રસંગો આલેખાયા હતા. ધનુષ્યભંગથી શરૂ કરી સીતાના ભૂમિપ્રવેશ સુધીના પ્રસંગોને પીંછીની કુમાશ અને કૌશલ્ય દાખવી નિર્મી દીધા હતા ચિત્રની દુનિયામાં રામ–સીતા–લક્ષ્મણ બધાં જ આધ્યાત્મિક પાત્રો મટી જાણે માનવ બની જઈ આપણી ઊર્મિને

હલાવતાં હતાં. આ ચિત્રમાં સીતાને હરી જતા રાવણનું આસુરી સ્વરૂપ અને કુસુમ કોમળ સીતાની ભયભીત લાવણ્યમયી મૂર્તિ દિલને ડોલાવી દે તેવી રીતે નિર્માઈ ગયાં છે. આરાસુરના શિખર ઉપર શુકકણી લપાઈને ઊભી હોય એવાં સીતા, રાવણના સ્કંધ ઉપર ધ્રૂજતાં બેઠાં છે. ચિત્ર આંખ આગળથી ખસતું જ નથી. અને આ વિહ્વળ રામ તો જુઓ: સંતપ્ત સીતા, માતા વસુંધરાના ઉદરમાં સમાઈ જાય છે અને 'સીતે! સીતે!' પુકારતા રામ શું થઈ ગયુ તે શોચી શકતા નથી. પોલીશ કલાકારે આપણા મહાકાવ્યના ભાવોને સુંદર રીતે ઝીલ્યા છે.

ખંડ છોડીને બહારની હવા લેવા અમે વિશાળ અગાસીમાં આવી ઊભાં. પુત્રી સીતાને મેળવી રાજી થએલ વસુધરાની બહાર ખીલી ઊઠી હતી. શું લાવણ્ય! નગરને એક છેડે આવેલા બાગ, તેમાં રામનું પંચાયતન અને દેવોનું પંચાયતન, જોધપુરના પ્રસિદ્ધ રાજાઓની આરસની સામાન્ય કોટિની પ્રતિમાઓ, જસવંતસિંહ અને અજિતસિંહનાં પુત્ર-પિતાનાં પડખે જ ઊભેલાં કીર્તિમંદિરો, ઉત્તુંગ વૃક્ષોથી મંડિત ઉદ્યાન, જલવિહાર અને તેમાં તરતાં કમળો બધું જ આકર્ષક હતું. જૂનો રાજમહેલ જોવા અમને મોટર લઈ ગઈ. ડાબી બાજુ વિસ્તરેલું લાંબું પાધડીપને નગર, આંખને રમાડતું હતું અને ઊંચે *સીધાં ચઢાણ ચઢી જૂના રાજમહેલમાં જવાનું હતું. શ્વાસ થંભી* જાય એવું ચઢાણ જોઈ હું પાછો પડયો અને ગાઉટ પીડિત

જાની સાહેબ પાસે બેસી ગયો. મહેલ સરસ હતો, પણ શું સરસ તે કોઈએ કહ્યું નહીં. નીચે જોધપુર નગર પાધડીપને અમારી નજરને આકર્ષતું હતું.

જોધપુરમાં, રાજભવનોમાં અને રાજઉદ્યાનોમાં રાજવૈભવ અને રાજવિલાસિતાનાં દર્શન થયાં પણ લોકજીવન જોવું અને જાણવું હતું. શહેરબહારનો પ્રકૃતિવૈભવ માણ્યો હતો પણ નગરનું લોકજીવન જોવું હતું. અને ભૂતકાળમાં વસતો વર્તમાન કેવી રીતે જીવે છે તે જોવું અને જાણવુ હતું. હું, ચાચા અને જાની સાહેબ ખરીદીને બહાને નગર તરફ ઊપડયા. સાંકડી ગલી જેવા રસ્તાઓ હતા અને તોયે માણસની દોડધામના અભાવને કારણે મોકળાશ જ વર્તાવી હતી પુરુષ-સૃષ્ટિમાં વિહરતા હોઈએ તેમ્ એકાદ રડીખડી સ્ત્રી નજરે પડતી હતી, અને તેય નતમસ્તકે લજામણીના છોડ જેવી લજવાતી ચાલી જતી હતી. હજુએ આ રાજસ્થાનમાં ઘૂંઘટ અને પડદો જીવતાં હતાં.

જોધપુરી બાંધણી ખરીદવા દુકાન ઉપર ચડયા. બાંધણીનો ગૃહઉદ્યોગ, ગૃહવાસિની મુસ્લિમ સ્ત્રીઓને રોજી આપતો હતો. અહીં પ્રત્યેક બાંધણીની વિશિષ્ટતા વ્યક્તિવિશિષ્ટની જેમ વિકસતી ચાલુ હતી. યંત્રઉદ્યોગે સૌંદર્યને અને કલાને અર્પેલી સામાન્યતા આગળ હજી આ કલા ઉન્નત મસ્તકે વ્યક્તિત્વને ખીલવતી, જીવતી હતી. તરસ લાગી હતી અને તૃષા સંતોષે એવા ઠંડા પાણીની ઇચ્છા થઈ અને પાસેની હોટલમાંથી

દુકાનદારે પાણી મંગાવ્યું. શી પાણીની શીતળતા! આત્માને ટાઢક વળી. પાછળથી જણાયું કે બારે માસ સૂર્યની અગ્નિ-વર્ષામાં તપતી ધરિત્રી, સંતોની જેમ જાતે તપે છે અને સંસારને શીતળતા અર્પે છે. રાજસ્થાનનું શીતળ પાણી સ્મૃતિમાં અમૃત બની વસી ગયું. જોધપુરી મોજડીઓ વખણાય અને તે ય પ્રમાણમાં સસ્તી, લીધા વગર શી રીતે રહેવાય? જોધપુરમાં સંકડાશ અને મોકળાશ બન્ને મિત્રો બની હાથ મિલાવી ચાલતાં હતાં.

આગળ ચાલ્યા અને મુસ્લિમ લત્તા આગળથી પસાર થતાં લગ્નગીતોનો મીઠો ટહુકો સંભળાયો. છીપા, મુસલમાન, પડછંદ બહેનો ગાતી હતી. આપણને તો એમ જ લાગે કે આસ્ટોડિયા કે જમાલપુર લત્તામાં ફરી રહ્યા છીએ. અમદાવાદના પ્રસિદ્ધ છાપકામ નિષ્ણાત છીપાઓ અસલ જોધપુરી જ છે. એ વાતની ઇતિહાસે શાખ પૂરી! જાટ જાતિના રજપૂતો ઇસ્લામને શરણે ગએલા એટલું જ.

ખરીદી કરી ગાડીમાં બેસી પાછા વળ્યા. એક એક સાઇકલ ઉપર બે ત્રણ સવારો વગર રોકટોક, ડાબાજમણીનો નિયમ વિચાર્યા વિના સાઇકલ હાંકે રાખતા હતા. જોધપુર–આખામાં ધ્યાનપૂર્વક જોવા પ્રયત્ન કર્યો પણ એકાદ પણ ભણેલી છોકરી સાઇકલ ઉપર લટાર મારતી નજરે ના પડી. અમદાવાદ અને જોધપુર નજીકનાં છતાં કેટલાં દૂર હતાં!

બીજે દિવસે શાંતાબહેન કાનુગા અને ચાચાને લઈ દેવદર્શને ઊપડયો. નગરની મધ્યમાં રામનું મંદિર અને બાંકેબિહારીનું મંદિર સામસામાં આવેલાં છે. મંદિરનાં પ્રવેશદ્વારો અને તે ઉપર છત્રીઘાટનો ઝૂલતો ઝરુખો રાજસ્થાનની વિશિષ્ટ કલાપ્રસાદી છે. રામજીના મંદિરનાં ઊંચાં પગથિયાં ચઢી દર્શન કર્યાં. પ્રાચીન ચિત્રકલા ચૂનાના થર નીચે દટાઈ ગઈ હતી. જોધપુરનાં પ્રસિદ્ધ રાજવીઓનાં અને વીર દુર્ગાદાસનું એક નાનકડું ચિત્ર ધૂળ ખાતાં ભીંત ઉપર ચોઢેલાં હતાં. માનવની પ્રાચીન કલાવૈભવ પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ જોઈ હૃદયે નિશ્વાસ નાખ્યો. પછી આંગ્લ ઇતિહાસકાર ટૉડે ઉલ્લેખ કરેલા બાંકેબિહારીના મંદિરમાં પ્રવેશ કર્યો. ભગવાનનાં દર્શન બંધ થવાની તૈયારી હતી. ચાચાની ચામડાના પાકીટમાં પુરાયેલી લક્ષ્મીદેવીને બગલમાં મારી દરવાજે હું ઊભો. મંદિરની કમનીય અને સપ્રમાણ સ્થાપત્ય રચના અમને મુગ્ધ કરતી હતી. પણ ચાચા ક્યારે આવે અને હું બાંકેબિહારીનાં દર્શન કરું એવી ઉત્કટ ઇચ્છા આત્માની હતી. ચાચા આવ્યા અને મેં દોટ મૂકી. 'અરે ભગવાન આ શું? મારે માટે તારાં દ્વાર બંધ થઈ ગયાં? પ્રભુ! મારી સાધના જ કાચી?' હૃદયે પુકાર કર્યો. મુખિયાજી મારી વેદના મારા ચહેરા ઉપરથી વાંચી ગયા. તેના હૃદયમાં રામ વસ્યા અને હરિનાં દર્શનને અટકાવતો સ્થૂલ પડદો હટી ગયો. વાહ! પ્રભુ! વાહ શું અલૌકિક તારું રૂપ! આ રૂપે જ તેં વ્રજવાસીઓનાં હૃદયો નચાવ્યાં હશે. મેં ભક્તનો આનંદ

અનુભવ્યો અને દ્વાર બંધ થઈ ગયાં. મંદિરની દીવાલો, છત અને સ્થંભો ઉપર રંગોના ઝાકઝમાળમાં વિલસતી કૃષ્ણલીલા કુમાશભરી પીંછીએ છલકાતી હતી. નટખટ કૃષ્ણનાં નયન-મનોહર, રંગભર્યાં જીવનને ચિત્રકારે ચરિતાર્થ કર્યું હતું. દાણલીલા, રાસલીલા, વસ્ત્રાહરણ, જસોદા મૈયા અને નટખટ કનૈયાના વાત્સલ્યને ભીંતો ઉપર ચિત્રકારે જીવતાં કર્યાં હતાં. પણ આ ચિત્રો રાજસ્થાની પીંછીનાં જાણે ન હતાં. કોઈ નૂતન કલાકારના હાથે પશ્ચિમની Portrait કલાને આવિષ્કાર મળી રહ્યો હતો.

જોધપુરના કોઈ બાંકેબિહારી રાજવીની પ્રણયમોહિની અગ્રવાલ રખાતે, આ મંદિરને ઘાટ અપાવ્યો હતો. લાખ દોઢ લાખના આ મંદિરને સિંહાસને પોતાના હૃદયનો પ્રભુ પધરાવવા આ જારભક્તિને આધ્યાત્મિકતાનું વલણ આપ્યું હતું. શું અદ્ભુત છે માનવ મન !

સાંભર અને નીમકી સરોવરો, મીઠાનાં ઉત્પાદક સ્થળો, અમે જોઈ ના શક્યા. રાણી સરોવર, ગુલાબ સરોવર પણ જોવાં રહી ગયાં. શું થાય? અમારી આ યોજનામાં તે ન હતાં.

## બિકાનેર

નાનપણમાં એક ગીત વારંવાર જલસાઓમાં ગવાતું સાંભળ્યું હતું.

માલણુ આયી બિકાનેરસે તરકારી લે લો.

બિકાનેર કંઈક વિશિષ્ટ રીતે જોવા જવું છે, એવો ખ્યાલ નાનપણનો મનમાં હતો. આપણા માજી મુખ્ય પ્રધાન જીવરાજ મહેતાના સસરા મનુભાઈએ ગંગાસાગર ડેમ બંધાવી તેની કંગાલિયતને નિવારવા યત્કિંચિત્ પ્રયત્ન કર્યો હતો તેની જાણ હતી. માજી મહારાજાએ બિકાનેરની કેવેલ્રી પ્રથમ યુદ્ધમાં મોકલી હતી. અને વર્સેલ્સના કરારમાં તેઓ હાજર હતા એ પણ આકર્ષણ હતું. એ જ મહારાજાએ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં હિંદની સ્વતંત્રતા માટે વકીલાત કર્યાનાં સ્મરણ પણ યાદ આવતાં હતાં. રાજસ્થાનની મરુતા અને રણપ્રદેશ, બિકાનેરની સરહદો હતી. તે એક વળી વિશિષ્ટ આકર્ષણનું કારણ હતું.

બાજરીકા રોટા, મઠેરી દાળ;
જોયો રાજા ! મેં તોરો મારવાડ.

'આવુલ આવુલ મેવાડ અને બાણુલ બાણુલ મારવાડ' જોવા દિલ તલસતું હતું. મન સૌન્દર્યની કોમળતા અને ભીષણતા ઉભયને ઉપાસે છે ને ? આંતરિક કલહથી નેરાજી, બિકાજીને

શરણે ગયા. અને એ વીર રાઠોડે પોતાના નામ સાથે શરણાર્થીનું નામ જોડી બિકાનેર વસાવ્યું એ હકીકત ઇતિહાસ કહેતો હતો. આ પ્રદેશે પરાક્રમની ઝાઝી તેજસ્વિતા જાણે દર્શાવી નથી. શરણાગતતા આ ભૂમિનું જાણે સ્વભાવગત લક્ષણ છે. ઇતિહાસે નોંધેલી હકીકત એકપક્ષી ન હોય તો આ જ નગરના રાજસિંહે પોતાની રાણીને ખુશરોઝમાં અકબરને પ્રસાદીરૂપે મોકલી જીવનની ધન્યતા અનુભવી હતી. અને તેના ભાઈ, પૃથ્વીરાજ કવિની પત્નીએ અકબરને કટારી બતાવી રાજપુત સ્વમાન અને શિયળ તથા ગૌરવને ઉન્નત કર્યાં હતાં. આ બધા પ્રસંગોને સ્મૃતિ ઇતિહાસમાંથી ઉઠાવી લાવી આંખ આગળ રમાડતી હતી.

વિદ્યાર્થીઓએ પૂછ્યું: સાહેબ, જોધપુરનાં વખણાતાં દાડમ તો ના ચાખ્યાં પણ બિકાનેરનું શું સરસ? મેં હસાવવા નહિ ભૌગોલિક સત્ય કહ્યું, 'તડબૂચ'. છોકરાઓ મારા એ પ્રિય શબ્દ ઉપર હસી પડયા. પણ સવારે જદુભાઈ બજારમાંથી શાક સાથે સાચેસાચ તડબૂચ લાવ્યા, અને એને કાપી શાંતાબહેન શાહે અમૃત જેવો લાલ ચટક મીઠો ગર મને આપ્યો. બાબરને મૃત્યુ પછી અહીં જન્મવાની ઇચ્છા થાય એવો એ મીઠો હતો. તડબૂચ સામાન્ય રીતે ફેબ્રુઆરી માસ પછી આપણને ચાખવા મળે છે, પણ આ તો રણપ્રદેશ હતો. જાણે, મેદાનીપ્રદેશને ઉત્તર કરે : ધરતીનું અમૃત, હું પણ મારા બાળકોને ધરાઈ ને આ ફળ દ્વારા અર્પું છું. મારે કર્મે દાઝવાનું છે પણ દીકરા દીકરીઓને તો અમૃતમીઠા જળથી અને તડબૂચથી સંતૃપ્ત કરું છું.

ગામ બહાર અમે મોટરમાં બેસી દેવદર્શને ઊપડયા. એક મંદિરમાં દર્શને ગયા અને ત્યાં ચંડીપાઠમાં દેવીનાં કરેલી કલ્પના અનુસાર અંબા, રુદ્રા, વિરૂપા (પ્રૌઢા) વગેરેમાં પથ્થરની મૂર્તિરૂપે કંડારેલાં અલૌકિક સ્વરૂપનાં દર્શન કર્યાં.

અમે નગરનું મ્યુઝિયમ જોવા ઊપડયા. બિકાનેરના મહારાજાએ શિલ્પસ્થાપત્યના પ્રાચીન અવશેષો તો અત્રે સંઘર્યા જ છે. શસ્ત્રાસ્ત્રોના પ્રાચીન નમૂનાઓ પણ નજરે પડે છે અને શૌર્યનો એ પ્રતાપી યુગ છતો થવા અહીં પ્રયત્ન કરે છે. શું જોવું ? શું ના જોવું ? દોડતા અમારે મ્યુઝિયમ–આ મૂક શિક્ષણ સંસ્થામાંથી જ્ઞાનને ઉપાડવાનું હતું, અમારી શક્તિ અને સમયના પ્રમાણમાં. દોડતાં દોડતાં મ્યુઝિયમને જોઈ લીધું. રાજપુત શૈલીનાં ચિત્રોનું આ સરસ સંગ્રહસ્થાન છે. અહીંના પ્રાચીન કલાકારોએ કૃષ્ણનાં પ્રણય વૈભવ ભર્યાં ચરિત્રને પીંછીથી જ્યારે અને ત્યારે ઉપસાવ્યું છે. શું જોવું ? આવી અંધારી રાતે, ઘનઘટા ભર્યા આકાશમાં ચમકતી વીજળીના ભયને ન ગણકારતી, રાધા ભયાનક વનરાજીમાં પોતાના પ્રિયતમના અભિસારે ઊપડી છે. અહીં જુઓ તો ખરા, પગ આગળથી પસાર થતો સર્પ પણ તેની તન્મયતામાં ખલેલ કરતો નથી ! અરે ! આ છબીલો કૃષ્ણ, ગોપીઓનાં વસ્ત્ર હરી, કદમ ઉપર બેસી ગોપીઓની પ્રેમવિહ્વલતાને જોઈ રહ્યો છે અને કૃષ્ણે મેઘતાંડવને પડકારી ગોવર્ધન પર્વતને ધારણ કર્યો છે અને વ્રજવાસી-

ઓ પોતાનો પ્રેમ—અભિષેક કૃષ્ણને મૂક ભાવે ધરી રહ્યાં છે. અને આ રૂપકનું હું શી રીતે શબ્દમાં દર્શન કરાવું? ગોવર્ધન પર્વત ઉપાડયો છે, એનો ઉપાડનાર દેખાતો જ નથી અને તેના અગણિત હાથ તો પર્વતને સ્પર્શ્યા જ નથી. બહાર ખાલીખમ લટકતા દર્શાવી કલાકારે પરમાત્માની અગમ્ય લીલાને રંગ અને પીંછી દ્વારા અભિવ્યક્ત કરી છે. રાજસ્થાનની આ ચિત્રકલા તો જુઓ. આડમુખે સૌદાઈ દેખાય છે. બધાં જ પાનોની એક આંખ દેખાય તે રીતે પીંછીનાં રૂપ ધારણ કરે છે. અદ્‌ભુત! અદ્‌ભુત!

મહારાજાએ વર્સેલ્સના કરાર વખતે પહેરેલો યુનિફોર્મ રાજજનોએ ગર્વથી સાચવી રાખ્યો છે. વર્સેલ્સના કરારમાં હાજર રહી લોઈડ જ્યોર્જ અને બીજાની પડખે ઊભા રહી ખતપત્રને કૌતુકથી નિહાળતા મહારાજાનું ચિત્ર સારું છતાં કંઈક શરમ આવે તેવું છે. અહીંની ભૂમિ સાવ નિર્માલ્ય નથી. અહીંના કોઈ પ્રસિદ્ધ રાજવીએ મુસ્લિમ આક્રમણકાર ઉપર તરવારથી કરેલા વહારને એવી નાટકીય છટાથી કોઈ ચિત્રકારે અંકિત કર્યું છે કે રૌદ્રરસ અને ભય બન્ને યોદ્ધાઓ અને તેમના સાથીઓના મુખ ઉપર વંચાય છે. આવાં અભિનય દર્શન કરાવતાં સજીવ ચિત્રો આપણે ત્યાં ઓછાં છે. રશિયન ચિત્ર શૈલીની હરીફાઈ કરે તેવું આ ચિત્ર છે. આ ચિત્ર એમાં અમર સ્થાન લઈ શકે તેવું છે!

જૂનો રાજમહેલ નથી જોવો કરી, પગથિયાં ચઢી પાછા ઊતર્યા. નવા રાજમહેલમાં પ્રવેશ મેળવ્યો. મહારાજાનો રસાલો આવી ગયો હતો એટલે એક બે ખંડ જોવા જ મળ્યા. વાઘ, દીપડા, રીંછ, ગેંડાના મસાલા ભરેલા મૃતદેહો માનવીના શિકાર શોખ, સાહસ વૃત્તિ દર્શાવી એની હિંસા વૃત્તિ સામે પોકાર ઉઠાવતા હતા. જ્યાં અને ત્યાં મુલાયમ વ્યાઘ્રચર્મો પથરાએલાં અને લટકાવેલાં શોભા સાથે અનુકંપા, ભય બધા જ ભાવો ભરેતાં હતાં. વૈભવ, વિલાસ આ જોધપુરી પથ્થરના મુલાયમ મહેલમાં ચમકતા હતા. શૃંગાર અને વિલાસમાં પણ કાવ્ય ક્યાં નથી!

મહેલ છોડી અહીંનું પ્રસિદ્ધ જલાશય ગઝનેર જોવા ઊપડયા. ૪૦ માઈલની મોટરે દોટ મૂકી અને જ્યારે તલાવ-કિનારે આવી ઊભા ત્યારે આનાથી તો આપણી ગામડાની એકાદ તલાવડી પણ સારી એવો ઉદ્ગાર નીકળી ગયો. નિરાશ થઈ ઘણાય પાછા ગયા અને સમય અને પૈસાની બરબાદી ઉપર અફસોસ કરવા લાગ્યા. હું, બિહારીભાઈ અને બીજા કેટલાંક વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ આગળ વધી પાળ ઉપર ચડયાં. અદ્ભુત જલસૌંદર્ય અમારી સામે વિલસતું હતું. સુંદર મહેલ કિનારે ઊભો હતો. પડખે ઉત્તુંગ વૃક્ષરાજિ ઊભાં ઊભાં પાણીના સ્થિર કાચમાં પોતાનું પ્રતિબિંબ જોઈ હસતાં હતાં અને આ હરણાં તો જુઓ! નિર્ભય થઈ સામે કાંઠે ફરતાં હતાં. ચક્રવાક, ... ...ી સજોડે જ ઘૂમતાં હતાં. અમારું આવવું ધન્ય બન્યું.

પાછા વળ્યા મોટર બિકાનેર તરફ વળતી હતી. આ મરુભૂમિનું મૃગજળનું કાવ્ય પણ મારે વાંચવું હતું. દૂર દૂર નજર કરી. ક્ષિતિજે જલરાશિમાં રમતી જણાઈ. પાણીનાં જાણે સરોવરો જ છલકાતાં હતાં. ઘડીકમાં એ માયાવી સૃષ્ટિ અદશ્ય થઈ જતાં ભૂમિમાતાનાં દર્શન થતાં. વળી પાછાં છલકાતાં સરોવરોની મૃગમાયા અમને આનંદિત કરતી હતી.

ઑક્ટોબરમાં આ મૃગજળનું સૌન્દર્ય મે-જૂનમાં શું કૌતુક રચતું હશે ?

વાહ ! બિકાનેર વાહ !



જયપુર (મ્યુઝિયમ)

**રા**જસ્થાનના પેરીસ સમા જયપુરની ખ્યાતિ નાનપણથી સાંભળી હતી. જે શહેરની રચના યુરોપના પ્રસિદ્ધ નકશાઓ જોયા પછી સવાઈ જયસિંહે કરી હતી, એ શહેરની રોનક નજરોનજર નિહાળવાની તક પ્રાપ્ત થતાં હૃદય ઊર્મિલ બની ગયું હતું. આ નગરનું કામણ અનેક કારણોને લીધે હતું. નગરથી થોડા માઈલોને અંતરે આવેલા અંબર શહેરનાં ખંડિયેરા અકબરના સેનાપતિ મહાન મુત્સદ્દી રાજા માનસિંહની યાદ તાજી કરાવતાં હતાં. ચિતોડના ખડક સમા કેસરી પ્રતાપી-વીર પ્રતાપે એક બાજુ મોગલોના પ્રબળ દળ નીચે દબાઈ જવું પસંદ કર્યું પણ શરણાગતિને ઠોકરાવી અને તિરસ્કારી, તે વંદનાને ઘટિત હતું. ત્યારે મોગલ તાકાતની શરણાગતિ કે

મૈત્રીનો સ્વીકાર કરી, ભારતની અખંડિત એકતા નિર્માણ કરવામાં અને વિરોધ કરવાને બદલે સહાયભૂત થનાર માનસિંહને ઇતિહાસે ભલે અન્યાય કર્યો પણ તેની રાષ્ટ્રભક્તિ રજ ઊતરતી ન હતી કે પરાક્રમ પામર ન હતું. તેની દૃષ્ટિ હારેલાની નહિ પણ સમન્વય સાધકની હતી. તેવા વિશાળ હૃદયી રાજવીની જન્મભૂમિમાં અમે ડગ માંડતા હતા. આ જ ભૂમિ મોગલ સામ્રાજ્યના આધારસ્થંભ બની, ધર્મઘેલા ઔરંગઝેબને સાથ દેનાર સમરકેસરી અને મુત્સદ્દીવીર જયસિંહની સ્મૃતિને તાજી કરાવતી હતી. કવિહૃદયી, કલાકાર, ગણિતજ્ઞ, પોતાના યુગના સર્વશ્રેષ્ઠ ખગોળવેત્તા અને અશ્વમેધ કરી અમર બનવાની ખેવના સેવતા સવાઈ જયસિંહની સ્મૃતિમંડિત ભૂમિ ઉપર અમે પગ મૂક્યો અને દિલ સ્નેહભક્તિથી દ્રવી ઊઠ્યું.

ગુલાબી ઝાંયવાળા, જયપુરી રચનાની આલબેલ પુકારતા, સુંદર છત્રીઓથી વિભૂષિત સ્ટેશનને જોતાં જ જયપુર આવ્યાની જાણ પડી. ગુજરાતથી રાજસ્થાનની યાત્રાએ આવતા હરેક ગુજરાતી ભાઈઓને માર્ગદર્શક થતા શ્રી શાંતાબહેન શાહના મામા અને તેમનાં સ્નેહાળ હીરાબહેન સ્ટેશન ઉપર અમને મળવા અને માર્ગદર્શક થવા આવી પહોંચ્યાં હતાં. જયપુરનું મ્યુઝિયમ બીજે દિવસે બંધ રહેનાર હતું એટલે પ્રથમ દિવસે જ અમે મ્યુઝિયમ અને અમારી યાત્રાભૂમિ વનસ્થલિ જઈ આવવાનો નિર્ણય કર્યો.

મોટર મેળવવાની મુશ્કેલીઓ વટાવી બપોરે અમારે મ્યુઝિયમ અને વનસ્થલી પતાવવાનાં હતાં. સ્ટેશનેથી કોટને કાંગરે કાંગરે અમારી મોટર મ્યુઝિયમને રસ્તે ઊપડી. લંડન શહેરની સમૃદ્ધિના ખ્યાલથી આવેલો મુસાફર ત્યાંના ઈસ્ટએંડના લત્તામાં પ્રથમ પ્રવેશે અને જે આઘાત અનુભવે તેવી સ્થિતિ મારી થઈ. કંગાલિયત અને ગંદવાડ, અમદાવાદના દરિયાપુર વિસ્તારની શાખ પૂરતાં હતાં. રાજસ્થાનનું પેરીસ તે આ! એવો ક્ષોભ ચિત્તે અનુભવ્યો. વિશાળ ઉદ્યાનની નજીક અમે આવી પહોંચ્યાં. અમારે ઝડપથી મ્યુઝિયમ પતાવવાનું છે એવો શ્રી જાની-સાહેબનો આદેશ હતો. ઊંચા શંકુ આકારના આસોપાલવની મુગ્ધકર સૃષ્ટિ પસાર કરી અમે આલ્બર્ટ મ્યુઝિયમનાં પગથિયાં ચઢયા. માનસિંહથી માંડીને આ પ્રદેશના છેલ્લા રાજવી સુધીના મહારાજાઓની ઓઈલ પેઈન્ટડતસવીરો ઝડપથી અમે જોઈ લીધી. અને અમે એ જ ઝડપથી આગળ વધ્યા. ભીંતો ઉપર ઈજીપ્ત, ગ્રીસ અને અજંટાની ચિત્રશૈલીનાં ચિત્રોનાં, સૌમ્ય મીઠા રંગનાં આલેખન ઉપર નજર નાખી. ઠરીને ચિત્રો જોવા, સમજવા અને માણવાનો સમય જ કયાં હતો! દોડતા, દોડતા અમે એક પછી એક ખંડો આંખતળે નાખી લેવા લાગ્યા. સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, કલા, કારીગરી અને કસબના એક એક નમૂનાઓ, અમારી સામે જોઈ દયા ખાતાં કહેતા હતાઃ મૂર્ખાઓ! અમારી પાસે થોભો તો ખરા! અમે તમને અમારી મૂક વાણીમાં પણ કંઈક તમારા જ્ઞાનને

સમૃદ્ધ કરે એવું આપીશું.

અમે તેમને જવાબ શું આપીએ ? 'માફ કરો' કહી અમે આગળ ધપ્યે જ જતા.

શું આ શીશમના લાકડાની કોતરણી ! મિસ્ત્રીઓએ હૃદયનું હીર નીચોવી એમાં સૌન્દર્યને મંડિત કર્યું છે. એમાં વેલો છે, પુષ્પો છે અને સુંદર જાળીઓ નિર્માઈ ગઈ છે. ખુરશી, સોફા, દર્પણની ઘોડીઓ, મેજ, ટ્રીપોઈ દેખે જાઓ. ફરી ક્યારે આંહી આવીશું ? એક સુંદર કોતરણીવાળા ઓરગનમાં કોક અડપલું કર્યું અને મીઠા મંજુલ સ્વરો રણકી ઊઠયા. અને આ ખંડમાં ધાતુકામના એક એકથી ચડે તેવા સુંદર નમૂનાઓ, મીનેરસ્યા શોભે છે. અરે ! સવાઈ જયસિંહે અશ્વમેધ માટે તૈયાર કરાવેલી આ રૂપાની ઢાલ તો જુઓ. 'દોડો દોડો સમય જાય છે' સિસોટી બહારથી ચીબરી જેવા કર્કશ અવાજે અમને ઉતાવળ કરવા પ્રેરે છે! દોડતાં દોડતાં જ એક એકથી ચડે તેવાં ચિત્રવિચિત્ર ચીની વાસણોથી ખચિત ખંડ પણ અમે જોઈ લીધો.

આ રાજામહારાજાઓનાં મૂલ્યવાન અંબરો એક એકથી કસબ કારીગીરીમાં ચડે તેવાં છે. કોઈ મલમલ જેવાં મુલાયમ વસ્ત્રો છે. કોઈક સોને ગૂંથ્યા કસબખચિત બુટ્ટા અને વિવિધ ભાતોથી શોભે છે. આજથી બસો ત્રણસો વર્ષ ઉપર જે વસ્ત્ર-વણાટે યુરોપને ગાંડું કર્યું હતું તેમના પ્રતિનિધિઓ આ કાચમાં

પૂરાઈને બેઠા છે. એ કસબ કારીગીરી અલોપ થતી, શૂન્ય થતી જાય છે.

આ ખંડમાં પ્રાચીન શસ્ત્રાસ્ત્રો પડયાં છે. લાંબી લાંબી બંદૂકો, ભાલાઓ, ઢાલ, તલવારો અને બખતરો ! આ તલવારને ઉપાડી સમરમાં સ્ફૂર્તિથી ફરતા સમરવીરો કેવા સશક્ત હશે ! ૩૫ શેર ૪૦ શેર વજનની તલવારો ઉપાડી કલાકો સુધી યુદ્ધમાં મસ્ત બની ખેલતા હતા તેમના સ્નાયુઓની પ્રબળતા અમને કલ્પનામાં મુગ્ધ કરતી હતી.

અને આ ખંડમાં કાચના કબાટમાં પૂરાએલાં જયપુરી કિસાન યુવક અને તેની સહચરી જયપુરનું લોકજીવન અને પરિધાનકલાને સમજાવતાં કયાંની યાત્રાએ જવા તેમણે પગ ઉપાડયો છે? અને આ જયપુરી પુરુષોનાં મસ્તક, રંગવૈવિધ્ય અને ઘાટવૈવિધ્ય ધરાવતી પાઘડીઓ ધારણ કરી અમને તાકી રહ્યાં છે. પાઘડીઓની વિવિધતા ગુજરાતમાંયે કયાં ઓછી છે? ચરોતરી, વડોદરી, ખંભાતી, સુરતી, ઝાલાવાડી, ભાવનગરી વગેરે ઢબની પાઘડીઓ હવે અદશ્ય થઈ રહી છે. ગુજરાતમાં કોઈ એને આમ શિલ્પમાં મંડિત કરી સાચવી લેવા પ્રયત્ન કરશે ખરું !

અને આ કબાટમાં તપસાધના કરતા સાધુઓની માટીની પૂતળીઓ તો જરૂર જુઓ. એક શીર્ષાસન કર્યું છે. કોક એક પગે ઊભો રહી સૂર્યોપાસના કરે છે. કોક ઝાડની ડાળીએ ઊંધે

મસ્તકે લટકી રહેલ છે. એક પદ્માસન વાળ્યું છે. વળી કોક ચોર્યાશી તાપણીએ બેસી તપ કરી રહ્યું છે. આ વળી કાંટાની પથારી ઉપર લાંબા થઈ ફૂલની પથારીમાં પડયા હોય તેવા અલમસ્ત યોગીરાજ નિરાંતે સૂતા છે. આપણા હઠયોગીઓની તપસ્યા કેવી ઉગ્ર હતી. તે આ બધાં પૂતળાં વાત કરી–કહી જાય છે.

તમારે માનવ શરીરની રચના સમજવી છે ને ? જુઓ આ હાડપિંજરમાં શરીરની અંદરના એકેએક અંગને સમજી લો, તે માટે ઊભું છે. શિરા અને ધમનીઓના રાતા ભૂરા લિસોટા-ઓથી, પેટની બખોલ, હૃદય, ફેફસાં, જુગુપ્સાજનક મસ્તિષ્ક-ની રચના, શરીરની બાહ્ય સુંદરતાની ભીતર તેમાં વસેલી બીભત્સતા દર્શાવી રૂપનો મોહ ત્યજવા આપણને કહે છે. અને તેના મહાન નિયંતા ઈજનેરની પરાશક્તિનું દર્શન કરાવે છે. આ અશ્વ પણ એ જ રીતે પોતાની ભીતરની દેહરચના સમ-જાવતો ઊભો છે. એવાં જ માટીનાં ફૂલો, ફળો, લતાઓના નમૂનાઓ પડયા છે. મશાલા ભરેલાં સર્પ–ઇત્યાદિ ભૂચરો પણ અહીં ઊભાં છે. ' જલદી કરો ' સિસોટી ચીસ પાડે છે.

પણ અરે ! આ ચિત્રખંડ રહી ગયો. રાજસ્થાની ચિત્ર-શૈલીનાં ચિત્રો એક પછી એક જોયે જાઓ. વિવિધ રાગ રાગિ-ણીઓને મૂર્ત કરવા ચિત્રકારે પ્રયત્ન કર્યો છે. ચિત્રો અલભ્ય અને અપૂર્વ છે. વિક્રમ વસાવડા પૂછે છે : સાહેબ ! આ ચિત્ર તો સમજાવો. ચિત્ર આશાવરી રાગિનીનું છે. તે પ્રભાતનો રાગ

છે. દશ્ય રચના ઉપરથી હું હાંકું છું અને સાચું ઠરે છે. ચિત્ર ઉપર સંસ્કૃત શ્લોક છે. પણ સંસ્કૃત મને આવડતું નથી. અને જાની સાહેબ તો ત્યાં મોટરમાં બેસી ગયા છે. સમય સમયની રાગિણીનાં આ ચિત્રો તે સમયની પ્રકૃતિલીલાથી અંકિત ભાવપૂર્ણ 'મને સમજો ' એમ કહે છે. નથી મને રાગની ગતાગમ, નથી કયો રાગ કયા સમયનો તેની સમજ. ચિત્રને હું શું સમજું અને શું સમજાવું ? મૂઢ બની રંગો અને રેખાઓની લીલા જોઈ છક બની અમે મ્યુઝિયમ બહાર ઝડપથી નીકળી ગયા. અકળાયેલા અમારા મિત્રો વનસ્થલી જવા ઉતાવળા થઈ રહ્યા હતા. તેમના ચહેરા ઉપરની વ્યગ્રતા અમે વાંચી લીધી અને વનસ્થલી તો અમારે જવું જ હતું એટલે અમે મોટરમાં બેઠક લીધી.

## વનસ્થલી વિદ્યાપીઠ

નિર્મળાબેન ફ્રેસ્કો ચિત્રપદ્ધતિ જયપુર જઈ જાણી આવ્યાં ત્યારથી તેમણે મારા મનમાં વનસ્થલી વિદ્યાપીઠની મોહિની જગાવી હતી. અમારી રાજસ્થાનની આ યાત્રા મારી દૃષ્ટિએ માત્ર પ્રવાસનું કૌતુક સંતોષવા માટેની ન હતી પણ તે શિક્ષણલક્ષી યાત્રા હતી. પ્રત્યેક પ્રદેશમાં એકાદ યાત્રાધામ સમી શિક્ષણ સંસ્થા હોય અને શાળા પ્રવાસ ખેડે તો એવી સંસ્થાનાં દર્શન કરી તેણે કૃતાર્થ થવું રહ્યું. એથી શિક્ષણદૃષ્ટિ વિશાળ બને, મિથ્યા ગર્વ ગળે, નવું જોઈ જાણી વિકાસ પ્રાપ્ત કરવા નવી ઉષ્મા પેદા થાય અને એ માટે જ તો વનસ્થલીનો પ્રવાસ અમે આગ્રહ રાખીને યોજ્યો હતો.

વનસ્થલી માટે જયપુરથી અમે મોટરમાં બેઠાં ત્યારે વહેલા ક્યારે પહોંચાય એની તીવ્ર આકાંક્ષા હતી. બિકાનેર અને જોધપુરની એસ.ટી. બસોની ઝડપ આગળ આ ૨૫ માઈલની ઝડપે દોડતી ગાડી કંટાળો આપતી હતી. રસ્તા ઉપર રાજસ્થાની પલ્લી પ્રદેશ પસાર થતો હતો ઈંટોનાં મકાનો આપણા ગુજરાત જેવાં સૌન્દર્યશૂન્ય, સાદાં હતાં પણ ઘાસ–પાંદડીઓથી આચ્છાદિત ગોળ ગુંબજ વાળી ઝૂંપડીઓમાં અનેરું કાવ્ય હતું. બંગાળના પલ્લી પ્રદેશની કુટિરો અને રાજસ્થાની દેહાતી આ

રૂપમઢી ઝૂંપડીઓ વસવા મન લલચાવે તેવાં હોય છે. મોટર દોડતી હતી, દશ્યો બદલાતાં હતાં. અરે! આ બે ટેકરીઓ તો જુઓ! ભાગવતના ગજગ્રાહના પ્રસંગને સ્મરાવતી આ બે ટેકરીઓ એક ગજરાજ જેવી પ્રૌઢ, વેદનાપીડિત ઊભી છે અને તેની પડખેની શરૂ થતી બીજી ટેકરી ગ્રાહની શોભા ધરાવે છે. ગજ અને ગ્રાહનો જાણે અહીં અવિરત વિગ્રહ મચી રહ્યો છે. અંતરના ગ્રાહના ખેંચાણથી પીડિત આત્મિક ગજ-રાજ, પાપમોચનને પ્રાર્થી રહ્યો : પ્રભુ! હું નિર્બળનું, તું આ ગ્રાહથી રક્ષણ કર!

અંતે અધીરાઈનો અંત આવ્યો. દૂર દૂરથી વનસ્થલીની સંસ્થાઓનાં મકાન દેખાયાં અને જ્યારે 'વનસ્થલી' શબ્દાંકિત બે ઊંચા સ્તંભો વચ્ચે થઈ અમારી બસ પસાર થઈ ત્યારે હૃદય ભક્તિભાવથી દ્રવી ઊઠ્યું.

અમારા પ્રવાસ નિયામકો જાની સાહેબ અને ચાચા द्वौ अपर्णौ सयुजौ सखायौ પાંખ વિનાની અતૂટ મિત્રબેલડી, જ્યાં જાય ત્યાં સાથેના સાથે. વનસ્થલીના વ્યવસ્થાપકશ્રી પ્રકાશ-ચંદ્રજીને મળી આવ્યા. નિર્ધારિત સમય કરતાં એક દિવસ અમે પત્ર લખી વહેલા પહોંચ્યા હતા. અને પત્ર અર્ધાકલાક અમારા પહોંચતા અગાઉ જ તેમને મળ્યો હતો. જરાક મૂંઝવણ તેમની આંખોમાં અમને વરતાઈ ગઈ. દિવાળીની રજાઓ હતી એટલે સંસ્થાનું શિક્ષણકાર્ય બંધ હતું અને ઘણોખરો શિક્ષક-ગણ અને વિદ્યાર્થિનીવર્ગ રજા ગાળવા બહાર ગયો હતો.

સંસ્થાનું કાર્યાલય ચાલુ હતું. તેના અધિષ્ઠાતા શ્રી. પ્રકાશચંદ્રજી અમારા સ્વાગત માટે અને માર્ગદર્શક થવા આવી પહોંચ્યા. સાદાં પતરાંથી છવાયેલાં મકાનોમાં કોઈ વિશિષ્ટ કૌતુક ન હતું. પણ આંખને ઊડીને બાઝે તેવી સ્વચ્છતામાંથી પ્રભુના ટપકતી હતી. Cleanliness, thy name is Banāsthalī એમ મારા મને પ્રથમ ઉદ્ગારે અંજલિ આપી દીધી. પાણીની કોટડીમાંથી રાજસ્થાનનું અમૃતમીઠું શીતળ પાણી જાતે લઈ પીધું. અમે સંસ્થાની મૂતરડીઓમાં ડોકાઈ આવ્યા. સ્વચ્છ, સાદી મૂતરડીઓ ગાંધીજીના આશ્રમનાં જાજરૂ અને મૂતરડીઓની સ્વચ્છતા ધરાવતી હતી. સંસ્થામાં વસનારાં બાળકોનું મેલું મન ઘણીકવાર આવે સ્થળે ભીંતો ઉપર લીંપાએલું હોય છે. સંસ્થાની આ જગાએ જઈ ત્યાં વસતા બાળકોના મનની નિર્મળતાનાં દર્શન કર્યાં.

હાથમાં ચામડાની બેગ, સોનેરી ફ્રેમવાળાં ચશ્માં અને બુટેડ સુટેડ, આપણા ગુજરાતી કેળવણીકારની જેમ પ્રથમ દર્શને જ આંજી નાંખે તેવું વ્યક્તિત્વ અમને વ્યવસ્થાપકશ્રીમાં ના જણાયું. ગાંધીજીના આશ્રમની ગૌશાળાના સંચાલક જેવા તેમના રૂપરંગ હતા. મહાત્મા કહેવાનું મન થાય તેવા. એ ઓલિયા પુરુષે સંસ્થાની સ્થાપનાથી માંડીને આજ દિવસ સુધીનો ગૌરવપૂર્ણ ઇતિહાસ વર્ણવી બતાવ્યો. આપણે સહશિક્ષણ આપતી સંસ્થાના પ્રતિનિધિ હતા અને કન્યા કેળવણી

આપતી આ સંસ્થા, શિશુશિક્ષણથી આરંભી ઉચ્ચ વિદ્યાપીઠ-ની પદવીઓ માટેની સ્નાતિકાઓને ઘડતી છાત્રવિદ્યાપીઠ Residential University રહી આ સંસ્થાની કેટલીક સ્વતંત્ર પદવીઓ છે. અને કેટલીક જયપુર વિદ્યાપીઠની પદવીઓ માટે તે સ્નાતિકાઓને તૈયાર કરે છે. વિદ્યાર્થિનીનું સર્વદેશીય વિકાસનું લક્ષ્ય શબ્દોમાં નહી, હકીકતરૂપે અહીં મૂર્ત થતું હતું. રાજસ્થાનના રાજકીય, સામાજિક અને શિક્ષણ ક્ષેત્રના નેતા શ્રી હીરાલાલ શાસ્ત્રીએ પોતાનું શિક્ષણ વિષેનું સ્વપ્ન અહીં સજીવ કરી બતાવ્યું છે શાસ્ત્રીની શિક્ષણ દૃષ્ટિને આત્મ-સાત કરીને તેને કંડારવાનું ભગીરથ કાર્ય પાર ઉતારનાર શિક્ષક-વૃંદ અને સંચાલકવૃંદ તેમને લાધી ગયું છે વ્યવસ્થાપકશ્રીની વાતો અમે સાંભળતા હતા. પણ સાથે સાથે અમે અલૌકિક સ્વપ્નભૂમિમાં વિહરતા હતા સંસ્થાની શિક્ષણ દૃષ્ટિ સમજવા અનેક ઉત્સુકતા દિલમાં ઊગતી હતી, પ્રશ્નો મારાથી પૂછાઈ જતા. અને શિક્ષણ દૃષ્ટિએ સંતોષે તેવા વૈજ્ઞાનિક જવાબો—સંસ્થાનું શિક્ષણતંત્ર નહીં, વ્યવસ્થાતંત્ર સાચવનાર વ્યક્તિ આપ્યે જતા હતા. શિક્ષણનું તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન વ્યવસ્થાપકે કેટલે હદ સુધી પચાવવાં જોઈએ એનું જીવંત દૃષ્ટાંત તેઓ હતા પૈસાટકાના હિસાબ રાખનાર, રાચરચીલાની નોંધ રાખ-નાર અહીંયાં શિક્ષણની દેવતાના સેવકો હતા તેમનું કામ શિક્ષણને સમૃદ્ધ કરવાનું હતું, રંધવાનુ ન હતું. એ આ વિક-સિત સંસ્થાનું સર કરેલ પ્રથમ લક્ષ્ય હતુ એમને સમજાયું.

પ્રરીક્ષાપદ્ધતિ, શિસ્તના પ્રશ્નો, કલાની સાધના, આર્થિક આયોજન, આવું આવું હું કંઈક પૂછયે જતો હતો. પણ અમારો સમય વાતોમાં વહી જાય તો સંસ્થાને જોવી જ રહી જાય એ વાત જાની સાહેબે Inquisitiveness ઉપર કાબૂ રાખવાનું સૂચન કરી મને સમજાવી દીધી. અમે આગળ વધ્યા. કૂવાની પાસે જ એક સ્ફૂર્તિથી તરી શકાય એવા હોજ આગળ આવી પહોંચ્યા. અહીં છાત્રાઓ તરવાનું શિક્ષણ મેળવતી હતી. વિદ્યાર્થિનીના કાયિક વિકાસનું શાળાનું જે પ્રથમ લક્ષ્ય છે તેના પ્રથમ સોપાન આગળ અમે આવી ઊભા. પાસે જ હીરાલાલ શાસ્ત્રીનાં સુપુત્રી શાંતાબહેન જેમના મૃત્યુમાંથી આ સંસ્થાનું મંગલ સ્વપ્ન સર્જાયું છે, તેમની આરસની પ્રતિમા આગળ આવી ઊભા. પિતાનું વાત્સલ્ય અહીં દ્વિગુણિત થતું જોયું. મૃત પુત્રીની ઇચ્છા આ સંસ્થા સર્જી તેમણે અભિવ્યક્ત કરી છે. તેમનું હૃદયસ્થ વાત્સલ્ય સંસ્થાની કુમારીઓ ઉપર અભિષેક કરી, પુત્રી પ્રત્યેની શ્રદ્ધાંજલિ તે સમર્પી રહ્યા છે. અમે એ વીરાસન વાળી બેઠેલી આરસની પ્રતિમાને અમારી પ્રણામાંજલિ અર્પી આગળ વધ્યા.

સંસ્થામાં ભણતી છાત્રાઓનું આ નિવાસસ્થાન હતું. આ કન્યાનિવાસ હતો. ગલીકૂંચીઓ, વટાવી વટાવી એક નિવાસના ભવ્ય મેદાનમાં આવી ઊભા. પ્રત્યેક નિવાસને સંસ્કારપૂર્ણ નામાભિધાન કરેલું હતું. આ રામાયણ ચોક, અહીં અવારનવાર કથાવાર્તા દ્વારા બાળાઓનું સસ્કાર

ઘડતર—ચારિત્ર્ય ઘડતર થાય છે. જીવનઘડતરની આપણા પ્રાચીનોની આ કથાપ્રણાલી ત્યજીને સમાજે કેટલું ખોયું છે? લોપ થતી શિક્ષણ પ્રણાલિકાથી આ સંસ્થા સચવાતી જોઈ મને મુગ્ધતા અનુભવી. સરદાર ચોક, સરોજિની ગલી, એનીબિસંટ ગલી, ઉપનિષદ ચોક, ગાંધી મેદાન, વર્તમાન કે ભૂત, પ્રાચીન કે અર્વાચીન, પૌરાણિક કે આધુનિક ગૌરવપદ પ્રસંગ, વ્યક્તિ કે ગ્રંથ સાથે સંકલિત થઈ સંસ્થાની ભીંતો, ગલીઓ, ચોક, નિવાસ તેમનાં નામથી અંકિત થયાં છે. વિદ્યાર્થિનીઓના માનસ ઘડતર માટેના આ બુદ્ધિજન્ય આયોજને અમારું મન અને માન હરી લીધાં.

કોઈ પુરુષ ચોરીછૂપીથી આ છાત્રાનિવાસમાં ઘૂસી ના જાય એવી જાળવણીથી એ નિવાસની આયોજના થઈ છે. છાત્રાઓને રહેવાની ઓરડીઓ સાદી પણ સુઘડ છે. નાનકડી મચ્છરદાનીવાળી પલંગડી, એકાદ ચિત્રનું સુશોભન, સાદો આકર્ષક પડદો; જીવન ઓછે ખર્ચે રૂપાળું કેવી રીતે જીવાય તેની પ્રતીતિ કરાવતાં હતાં. છાત્રાઓની ઓરડીની આગળ પૂરેલી રંગોળીઓ જોઈ રાજસ્થાનમાં દિવાળી ઉજવાય છે, એવું અહીં જણાયું. જોધપુર, બિકાનેર, જયપુરનાં મકાનો દિવાળી ગયાનાં કોઈ ચિહ્ન દર્શાવતાં ન હતાં. 'દિવાળી તો અઠે કઠે અને હોળી તો ઘરે' એ રાજસ્થાની ઉક્તિ અહીં ખોટી પડતી હતી. ઉત્સવોની ઉજવણી દ્વારા સંસ્કાર સંસ્કરણ કરવાનું આ સંસ્થાનું લક્ષ્ય હતું એ અમે વરતી લીધું.

આ સંસ્થામાં છાત્રાઓ વસે છે અને માંદી સાજી થાય એ સ્વાભાવિક છે. છાત્રાલયની વચમાં જ હોસ્પિટલ આવેલી છે. બીમાર છાત્રાની શુશ્રૂષા અહીં થાય છે અને નર્સિંગનું કામ ઘણીકવાર છાત્રાઓ કરે છે. છાત્રાઓના હૃદયમાં વસતી અનુકંપા અને સહકારની ભાવનાને આ સંસ્થા કેવી જોગવાઈથી સંસ્કારે છે!

વિદ્યાર્થિનીઓ જે જે નજરે પડી તે સર્વ હૃષ્ટપુષ્ટ, સ્ફૂર્તિલ અને તેજસ્વિની અને સુઘડ નજરે પડી! જાણે સંસ્થાનું આ બધું જ સ્વાભાવિક હતું! બાહ્ય દેખાવની વૃત્તિ, આડંબર, ક્યાંય નજરે ના પડયાં.

છાત્રાઓ નૃત્ય, સંગીત, ગાયન–વાદન, ચિત્ર, શિલ્પ વગેરે કલાઓ શીખે છે. નાટક એ સર્વ કલાઓનું આયોજન કેન્દ્ર છે. અવારનવાર વિદ્યાર્થિનીઓ નાટયોત્સવો કરે છે. તેમનું એક આગવું નાટયગૃહ Theatre છે. સંચાલક અમને ત્યાં દોરી ગયા. વાંસ, વળીઓ અને તાડપત્રી, અને પતરાંની કરામતમાંથી ચઢઊતરની જોગવાઈ સાચવી તૈયાર કરેલું બે ત્રણ હજાર પ્રેક્ષકો બેસી જોઈ શકે તેવું પ્રેક્ષકગૃહ અને આપણા સ્ટેજથી બમણું–તમણું મોટું સ્ટેજ અમે જોઈ રહ્યા. છાત્રાનિવાસ અને એની જરૂરિયાતો ઓછા ખર્ચે, જમીનની ભાંગફોડ વગર, કરકસર અને સાદાઈ ને લક્ષ્યમાં રાખી કરવામાં આવી છે. છાત્રાનિવાસ ઉજાસ અને હવાવાળો, મોકળો અને છતાં રાજસ્થાની

ઘૂંઘટવાળા વાતાવરણમાંથી નીપજેલો, જાગૃત ચોકીવાળો નિવાસ છે. છાત્રાઓ અહીં મુક્ત મને વસે છે, જાતે જ કપડાં ધૂએ છે. બરતન માંજે છે, સફાઈ કરે છે અને રસોડું સંભાળે છે. સ્વાવલંબનના પાઠ અહીં છાત્રાનિવાસ છાત્રાઓને ભણાવે છે.

નાટયગૃહમાં ફરીને વ્યવસ્થાપકશ્રી અમને એક ખૂણામાં લઈ ગયા. એક ગોખલામાં સ્વ. શાંતાબહેનનાં રમવાનાં રમકડાં સંઘરાએલાં પડયાં છે. દેવતાના ગોખ આગળ ઊભેલા ભક્તની જેમ જે કુમારીની રાખમાંથી આ સંસ્થા જન્મી તેના જીવનપ્રસંગો વર્ણવતાં વ્યવસ્થાપકશ્રીનું હૃદય ભાવોદ્રેકતા અનુભવતું અમે જોઈ શકયા. એમણે એક નાનકડી લાકડાની પેટી ઉઘાડી. એ પેટીમાં માટીની કાચી ઈંટ હતી. સ્વ. શાંતા અને અન્યે મળી આ સંસ્થાનાં કાચાં મકાનો જ્યારે ચણાયાં ત્યારે બધા કાર્યકર્તાઓએ જાતે ઈંટો પાડી હતી અને જાતે તગારાં વહી મકાનો બાંધ્યાં હતાં અને તેમાં સ્વ. શાંતાબહેન બધાંની અગ્રેસર અને પ્રેરણામૂર્તિ હતી. સ્વ. શાંતાની જ બનાવેલી આ ઈંટ તેની સ્મૃતિ તાજી કરતી હતી. પરિશ્રમ કરતાં જ શાંતા માંદી પડી અને જીવનલીલા સંકેલી લીધી. પછી વત્સલ પિતાએ પુત્રીનું એ સ્વપ્ન પૂર્ણ કર્યું. કેવી કરુણ, મંગલ, પુરુષાર્થ ભરી આ સંસ્થાની પ્રાકટયકથા છે. 'Boys, Town' જેવાં પ્રેરક રૂપેરી શિક્ષણ ચિત્ર સર્જાય એવી પટકથા આ સંસ્થાની છે.

વનસ્થલી વિદ્યાપીઠના વિદ્યાર્થિનીઓના સંસ્કારનું ઘડતર કરતો છાત્રાનિવાસ ધરાઈને નિહાળ્યો. પણ એ અંકિત થએલા સંસ્કારને ઓપ આપતી વિદ્યાપીઠની શિક્ષણસંસ્થાઓ અમારે જોવાની હતી. અને ઘડીઆળના કાંટા ઝડપથી આગળ વધતા હતા. થોડી ઘણી છાત્રાઓ હતી અને સંસ્થાની એક અતિ-ખ્યાત શારીરિક શિક્ષણ પ્રવૃત્તિ અમારે નિહાળવાની હતી. એક વિસ્તીર્ણ મેદાન આગળ અમને લઈ જવામાં આવ્યા આઠથી બાર વર્ષની છાત્રાઓ મેદાન ઉપર જમા થઈ હતી અમારે માટે જ બિછાવેલી બિછાત ઉપર અમે બેઠા અને કાર્યક્રમ શરૂ થયો. મનને મુગ્ધ કરે તેવા એક પછી એક અંગપ્રયોગો એમણે કરી બતાવ્યા. દોડી આવતી બાળાઓ લોખંડના ગોળ વર્તુલમાંથી એક પછી એક 'ડાઈવ' મારીને જ્યારે પસાર થઈ ગઈ ત્યારે તેમના એ કૌશલ્ય ઉપર અમે મુગ્ધ બની ગયા. બાળાઓના વ્યાયામ શિક્ષક વડોદરાના પ્રો. સ્વ. માણિક્યરાવના શિષ્ય છે. અને સંસ્થાના આજીવન વ્યાયામ શિક્ષક છે. બાળા-ઓએ તાલબદ્ધ ડ્રીલ કરી, વિવિધ યોગાસનો કર્યાં. આ નાનકડી બાળાઓ પણ આપણી સંસ્થામાં હોય છે તેવી સાદી સીધી, મુગ્ધાઓ હતી. વ્યાયામ શિક્ષકના હુકમથી જુદી જ રીતે ક્યારેક કંઈ કરી બેસતી ત્યારે પણ વ્યાયામ શિક્ષક પ્રેમમય હાસ્ય વેરી બાળાઓનું ધ્યાન ભૂલો તરફ દોરતા. પ્રસંગને ગંભીર બનાવવાને બદલે હાસ્યમય બનાવી હળવો બનાવી દેતા. આપણા શિક્ષકો અને વિદ્યાર્થીઓ એમના ઉપર મુગ્ધ બની ગયા. આ અમારા

ઇન્દુલાલ, હાસ્યનું નિર્મળ વાતાવરણ જમાવી સર્કસના વિદૂષકની યાદ આપતા. ઘણી વાર વ્યાયામ શિક્ષકો લશ્કરના જનરલ થવા યત્ન કરે છે. પણ તે શિક્ષક છે એ ભૂલી જાય છે. અહીંના વ્યાયામ શિક્ષકે તો ગમે ત્યાં અને ગમે તે ઘડીએ વ્યાયામ શિક્ષક કેવો વત્સલ રહી શકે છે તે અમને દર્શાવ્યું.

અમે ત્યાંથી ઊઠી બીજા મેદાન ઉપર આવી ઊભા. થનગનતા ચાર પાંચ ઘોડાઓ સાથે તેના રખેવાળો ઊભા હતા. આ સંસ્થાની તેજસ્વી લક્ષ્મીબાઈ ઓ, ઝાંસીની રાણી કે જોન ઓફ્ આર્કનું સ્મરણ કરાવતી ત્યાં આવી, છલંગ મારી ઘોડાની પીઠ ઉપર સવાર થઈ ગઈ. ઘોડાઓ પાણીના રેલાની જેમ મેદાન ઉપર સરકવા લાગ્યા. અરે ! આ કુમારીને તો જુઓ ! સરકસની રાણીની જેમ ઘોડાની પીઠ ઉપર ઊભી થઈ ગઈ, અને ઘોડો તો દોડયે જ જાય છે ! અરે ! આ ભારતપુત્રીને તો નિહાળો ! કેવી સાહજિકતાથી દોડતે ઘોડે બીજા અસવાર વિનાના દોડતા ઘોડા ઉપર સરકી ગઈ ! અરે ! માર્ગમાં આડાં પડેલાં Hurdles ને કૂદાવી ગઈ અને એ આંખમીચતાં કયાંની કયાં નીકળી ગઈ. અને આપણી પૂર્ણિમા જેવડી એક છોકરી તો જુઓ ! બે ઘોડાની મધ્યમાં, એક એક પેગડામાં પગ ગાખી, બન્ને ઘોડાને કાબૂમાં લઈ, મેદાન ઉપર ધસી રહી છે ! શું બહાદુર છે આ સંસ્થાની પુત્રીઓ ! પદ્મિની અને એવી વીરાંગનાનાં ખમીરનો વારસો તે દીપાવી રહી છે ! આફરીન !

આફરીન! આ સંસ્થાના સ્ફૂર્તિલ વાતાવરણે અમને મુગ્ધ અને મૂક બનાવી દીધા.

દૂર દૂર એક તળાવ છે. આ સંસ્થાની છાત્રાઓ ત્યાં નૌનયનનું (Boating) શિક્ષણ મેળવે છે અને મોજ માણે છે. એ જોવા જેવી જગ્યા છે. અમારા યજમાન અમને લલચાવે છે. પણ થાય શું? સૂર્ય આથમી રહ્યો છે અને અમારે તો પાછા મુકામ ઉપર બધાંને સલામત પહોંચાડવાનાં છે!

સંસ્થા જોવા અમે પાછા માર્ગ ઉપર આવીએ છીએ. પણ આ શું? એક ગંભીર, કરુણ વાતાવરણ અમારી આંખ આગળથી પસાર થાય છે. સંસ્થાના કોઈક સેવકનું બાળક સંસારમાંથી વિદાય થયું છે અને સંસ્થાના બધા જ, સાચા અર્થમાં અંતેવાસીઓ તેને આખરી વિદાય આપવા સ્મશાને જઈ રહ્યા છે. જીવન અને મૃત્યુ, હાર અને જીત, સુખ અને દુઃખ એ દ્વંદ્વો સામે સહકાર અને પૌરુષથી ઝઘડતા માનવી વિષે એક પછી એક ચિત્રો અને વિચારો આવ્યા અને પસાર થઈ ગયા. પ્રકાશચંદ્રજી કેમ એકાએક કોઈક સાથીદારને અમારી ભાળ સોંપી ચાલ્યા ગયા, તેનું રહસ્ય હવે સમજાયું.

એક વિશાળ ભવન આગળ અમે આવી ઊભા! એ શિશુભવન હતું. ભૂલકાંઓની Pre-Primary પૂર્વ-પ્રાથમિક પઢાઈ અહીં થાય છે. અમારા માર્ગદર્શકને મેં પૂછ્યું: અહીં બાલશિક્ષણ કઈ પદ્ધતિથી થાય છે? ફ્રોબેલ્સની ઉદ્યાન પદ્ધતિ

કે મોન્ટેસોરીની ઇન્દ્રિય–વિકાસલક્ષી પદ્ધતિથી? અમારા માર્ગદર્શક જણાવે છે: હરેક શિક્ષણ પદ્ધતિનાં આવકારદાયક તત્ત્વોને સ્વીકારી અમારી સંસ્થા આગળ ચાલે છે. દિવાળીની રજાઓ હતી એટલે શિશુશૂન્ય બાલમંદિરને અમે નિહાળ્યું. ખેલકૂદનાં સાધનોની વિપુલતા અને વૈવિધ્યે બાળકોની ગેરહાજરી અમને ભુલાવી દીધી.

અમે ઉદ્યોગમંદિર તરફ વળ્યા. અનેક ઔદ્યોગિક પ્રવૃત્તિથી આ સંસ્થા કામના દિવસોમાં કેવી ધમધમાટ મચાવતી હશે? અહીં માટીમાંથી બનાવેલાં સુંદર શિલ્પો પડયાં હતાં. કેટલીક મૂર્તિઓના ઘાટ ઘડાયા હતા તો કેટલીક પૂર્ણતા પામવા માટે તેના સર્જક તરફ ઉત્સુકતાપૂર્વક મીટ માંડી રહી હતી. 'અરે! આ ધ્યાનસ્થ બુદ્ધની સ્મિત વેરતી, નાનકડી કરુણાપ્રધાન આરસની પ્રતિમા તો એવી રહી ગઈ શું! મેં અમારા માગદર્શકને પૂછયું: 'આ આરસ આપણો દેશી છે કે વિદેશી? જયપુરનો છે કે આરાસુરી?' જરાક નવાઈ પામી માર્ગદર્શક મારા સામે જોઈ રહ્યા. એમણે કહ્યું: એ તો કાગળના માવાની છે. જે રીતે આપણે કાગળો કોવડાવી માવો બનાવીએ છીએ અને પછી ટોપલીઓ કે સૂંડલા બનાવીએ છીએ અને પછી રંગરોગાન કરીને તે રૂપાળાં બનાવીએ છીએ, તેવી રીતે બનાવેલો માવો ઢાળિયામાં ઢાળી આ મૂર્તિ બનાવી છે. ઉદ્યોગમાંથી નિર્માયેલાં સર્જનો પણ કેવાં કલામય બની શકે?

અમે એક વિશાળ કંપાઉન્ડમાં આવી ઊભા. અહીં ધોરણ વાર શ્રેણી ખંડો જોવા ન મળ્યા. શ્રેણીનું મહત્ત્વ અહીં ગૌણ ગણી વિષયને કેંદ્રમાં રાખવામાં આવ્યો છે. આ સંગીતખંડ, જ્યાં ગાયન અને વાદનનું પ્રાથમિક કક્ષાથી ઉચ્ચ કક્ષા સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. 'સંગીતનું શિક્ષણ ભરતખંડે કે ગાંધર્વ વિદ્યાલયની પદ્ધતિથી અપાય છે?' એમ પૂછવાનું મને મન તો થયું પણ સંગીતની એક સંસ્થાના આયોજક શ્રી જાની સાહેબનો એ વિષય હોઈ, અવ્યાપારેષુ વ્યાપારમ્ કરવું ઠીક ન લાગ્યું. અહીં નૃત્યશિક્ષણ પણ અપાય છે. માધ્યમિક કક્ષા સુધીનું નૃત્યનું શિક્ષણ અપાય છે. ચિત્રશિક્ષકની જેમ નિષ્ણાત નૃત્યસ્વામી કે સ્વામિનીની શોધમાં સંસ્થા છે, જે પૂર્ણ થતાં નૃત્યનું શિક્ષણ ઉચ્ચ કક્ષા સુધી થોડા સમયમાં અહીં જરૂર અપાશે એવી શ્રદ્ધા તેમણે વ્યક્ત કરી.

આ 'ઇતિહાસ ખંડ.' મન કહે છે મારે જરૂર જોવો જોઈએ. હું ઇતિહાસ શિક્ષક અહીંથી શક્ય ભાથું બાંધી લઉં! પણ સમય જ ક્યાં છે? ખંડમાં નકશાઓ, આલેખો, ચિત્રો, ઇતિહાસના ગ્રંથો અને અન્ય શું શું છે તે જોવા મન અધીરું બન્યું પણ સમય જ ક્યાં છે? મિત્રો રણછોડજીના મંદિરની પ્રદક્ષિણાએ નીકળ્યા હોય એવી ઝડપથી આગળ વધી રહ્યા છે. આ ભૂગોળ ખંડ. આ વિજ્ઞાન ખંડ. અહીં રસાયણ શાસ્ત્ર, ભૌતિક શાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, શરીર શાસ્ત્ર, શું શું શિખવાય

છે, તે પૂછવા, જાણવાનો સમય જ નથી. બધા દોડે છે અને હું પાછળ તણાઉં છું. વિપુલ સામગ્રીથી ખંડ ભરપૂર છે!

આ ગ્રંથાલય અઢારથી વીસ હજાર પુસ્તકોથી સમૃદ્ધ છે. ખુલ્લા ઘોડા ઉપર પોતાના વિષયની જ્ઞાતિવાર, પંક્તિ જમાવીને પુસ્તકો બેઠાં છે. અહીં વિદ્યાર્થિનીઓ, અધ્યાપકો આ મૂક ગુરુઓને ચરણે બેસી જ્ઞાનની સંમાર્જના, ઉપાસના અને સાત્વના કરે છે. મુક્ત શિક્ષણ સંસ્થામાં તેની વિદ્યાર્થિનીઓ અને અધ્યાપકોની જેમ તેઓ અહીં મુક્ત બની બેઠાં છે. લોખંડી કબાટોના પાંજરામાંથી તેઓ મુક્ત છે! પુસ્તકોનો કેવો, કેટલો, ક્યારે ઉપયોગ થાય છે, એ કોને પૂછું? પુસ્તકો ચોરાય છે? તો કેટલાં? તેની સામે શું પ્રબંધ છે? પણ પૂછું જ કોને! મિત્રો આગળ Forward છે અને હું પાછળ Backward છું.

નિર્મળાબહેને આ સંસ્થાનો ચિત્રખંડ જોવા ખાસ ખાસ આગ્રહ કર્યો છે. તેમણે ફ્રેસ્કો શીખવા આવ્યાં ત્યારે એક ભીંત ઉપર ગુજરાતના જાગનૃત્યનું આલેખન કર્યું છે. આવા શિક્ષક–વિદ્યાર્થીઓના ચિત્રકાર્યથી આ ચિત્રખંડ વિભૂષિત બન્યો છે. ચિત્રો મને કાવ્ય જેટલાં જ પ્રિય છે અને નિર્મળાબહેનનું પરપ્રદેશમાં આંકેલું ચિત્રસર્જન જોવાનો ઉત્કંઠિત આત્મરસ વિશેષમાં જાગ્યો છે.

ચિત્રખંડમાં દાખલ થયા. અજંટાના ચિત્રખંડમાં તેના

નિર્માણકાળે આપણે ફરતા હોઈએ એવો અલૌકિક પ્રભાવ ચિત્ત ઉપર જાગી ગયો. આ જૈન સાધુ પરિવ્રાજકો જ્ઞાનયાત્રાએ ઊપડી રહ્યા છે. આ યાત્રાનો કોઈ અંત જ નથી! ગ્રેકીથ જેવા કલાસ્વામી જે ચિત્રને સમજી શકયા નહીં અને તેમને મૂંઝવણમાં મૂકી દીધા એ વિરાટકાય બુદ્ધ રાજમહેલને આંગણે ભિક્ષુક બની ઊભા છે અને મનથી વામણાં બની ગએલાં યશોધરા અને રાહુલ ભિક્ષા આપવાનું વીસરી બુદ્ધનાં નેત્રમાંથી કંઈક શોધી રહ્યાં છે. અજંટાના કલાધરના ભાવ અહીં અનુકૃતિમાં ઘણેક અંશે સજીવ બન્યા છે. આ પ્રદ્યુમ્ન તન્નાનું 'ક્રૌંચવધ' ચિત્ર તો જુઓ! ક્રૌંચી વીંધાઈ લોહીના ખાબોચિયામાં મૃત્યુશય્યા પર ઢળી છે, વિષાદ ભર્યો ક્રૌંચ સ્તબ્ધ બની જોઈ રહ્યો છે! શું કારુણ્ય! અને આ નિષાદ આમ કેમ વિહ્વલ બની ઊભો છે! પાપનો આઘાત તો તેને નથી લાગ્યો! વાલ્મીકિના હૃદયમાં આજ પ્રસગે શોક જન્માવ્યો હતો અને અંતે शोकः श्लोकत्वमागतः।

જે ચિત્રને શોધતો હતો, તે નિર્મળાબહેનની 'જાગની' સામે મારી મીંટ મંડાણી. નિર્મળાબહેને સ્ત્રીજીવનના સુરેખ ડોલનને ચિત્રમાં જીવાડી દીધું છે. હીંચ લેતી સ્ત્રીના ડોલન માટે એમને કામણ છે. રાસ લેતી નીતાનું અને સુરેખાનું અંગડોલન જોવા વારંવાર આપણી રંગભૂમિ ઉપર ઊભાં ઊભાં એ મને ઘણીવાર આગ્રહ કરતાં. એ નમણા વળાંકને એમણે પૂર્ણ

લાલિત્યથી ઉતાર્યું છે. નૃત્યમાં ઢોલીના ઢોલના ઢબકારાના તાલે પ્રત્યેક રમણી પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ દર્શાવતી લળી જતી એમણે આલેખી છે. અને નૃત્યને જોમ આપતો આ ઢોલી તો જુઓ! સોમાલાલ શાહના, કચ્છના એક નૃત્ય પ્રસંગના આલેખનમાંથી અહીં જામ જમાવા તે આવી બેઠો છે! દાંડીયાત્રાનો પ્રસંગ, બાપુની સાથે પ્રાર્થના, હરિજનોની મંડળી અને બીજું ઘણું છે. જે જોવું રહી ગયું.

સૂર્ય નમ્યો અને વિષાદ જેવો અંધકાર છવાઈ ગયો. આ સંસ્થાને જોવાનું અને જાણવાનું ઘણું ઘણું રહી ગયું! આ સંસ્થાએ શિક્ષણ વિષયક કયા કયા પ્રયોગો કર્યા છે? પરિણામ શું આવ્યું છે? શિસ્તના, વિદ્યાર્થી સ્વરાજ્યના, પરીક્ષા પદ્ધતિના, ગુનાના પ્રકારના, જાતીયતાના, બીજા ઘણા ઘણા પ્રશ્નો સમજવા રહી ગયા. આ સંસ્થાએ રાષ્ટ્ર ઉપર કેવો પ્રભાવ પાડયો છે? અરે! જયપુરના લોકજીવન અને શિક્ષણ ઉપર તેણે શી અસર નિપજાવી છે? અરે આ વનસ્થલી જે દેહાતના નામ ઉપરથી સંસ્થાનું નામ પડયું તે દેહાત અને તેના લોકજીવનનેય સંસ્થા કેવીક સ્પર્શી છે? બધું જ જાણવું રહી ગયું. અને એ સારું જ થયું. સંસ્થાની પુનઃ એક વાર યાત્રા કરવાની અંતરમાં એષણા એથી તો જન્મી ગઈ.

જ્યાંથી વનસ્થલીની સંસ્થા જોવા ઊપડયા હતા તે જ ખંડમાં અમે પાછા આવી પહોંચ્યા. અને યજમાનના આગ્રહ

જેવી–સ્ફૂર્તિદાયક અને મીઠી ગ્લાસ ભરીને ચા અને ચેવડો પણ આસ્વાદ્યાં. મોડું થતું હતું એટલે અધીરાઈમાં ઊભાં થયાં. એક વિદ્યાર્થીએ કહ્યું: સાહેબ! જાની સાહેબ આભાર માનવાનું તો ભૂલી ગયા! ગુજરાતી અને તેમાંય અમદાવાદી, વિવેક માટે પ્રસિદ્ધ છે. જાની સાહેબ સૌજન્ય ભૂલે! ચાચા અને જાની સાહેબ, નવચેતન પ્રવાસી મંડળ વતી ફૂલ નહીં ને ફૂલની પાંખડીની મૂંગી ભેટ કાર્યાલયમાં જઈ ધરી આવ્યા.

અમે મોટરમાં બેઠા મોટર ઊપડી. વનસ્થલીની ભૂમિ અદશ્ય થતી ગઈ. પણ અમારા અંતરમાં એણે ચેતનાનાં અજવાળાં ભરી દીધાં ભવમાં એકવાર શિષ્યભાવે પુનઃ યાત્રાએ આવવાના સંકલ્પ સાથે વનસ્થલી અમે છોડયું. અમારી શિક્ષણયાત્રા સફળ થઈ ગઈ.

નમસ્તે! વનસ્થલી! નમસ્તે!

## ગલતા ધોધ

નિયતિ સ્રષ્ટા છે અને સ્રષ્ટા છે માટે કવિ છે. નિયતિનું અપ્રતીમ સર્જન શું એમ કોઈ પૂછે તો હું કહું 'જીવન.' જીવન એ એનું અપૂર્વ કાવ્ય છે. જીવન જન્મે, વિકસે, ઊંચે ઊડે કે અધઃપાત પામી નીચે પડે, તે સ્થગિત થાય કે કાલોદધિમાં જઈ લય પામે એ સર્વમાં અપૂર્વ કાવ્યરસ ભર્યો છે! આપણા પૂર્વજો પણ કાવ્યહૃદયી રહ્યા. તેમણે યોજેલા એક એક શબ્દોમાં ગૂઢ કાવ્યાર્થ વ્યંજિત થતો જ હોય છે. તેમણે પાણીને પણ જીવન કહ્યું છે. અને બ્રહ્માના કાવ્યસર્જનના બધા જ ચમકારા આ જીવન-પાણીમાં આપણને જોવા મળે છે.

પાણીને વેગથી ધસતું અને નીચે પડતું જોવામાં કાવ્યાનંદ અનુભવાય છે. નાયગ્રાના અધઃપાતને ચિત્રપટ ઉપર જોઈ દિલે મુગ્ધતા અનુભવી હતી અને જોગના ધોધનું કામણ કાકાસાહેબની લેખિનીએ જન્માવ્યું હતું. પણ જ્યારે દક્ષિણના પ્રવાસે શાળાએ જવાનું માંડી વાળ્યું ત્યારે મેં ધોધ જોવા નહીં મળે એ કારણે હતાશા અનુભવી. પણ આપણા પ્રવાસપંડિત બિહારીભાઈએ ગલતા ધોધ જોવા મળશે એમ કહી આશ્વાસન આપ્યું ત્યારે કંઈક દિલને ટાઢક વળી.

જયપુરથી અમારી મોટર ગલતા જવા ઊપડી. લીલી

વનરાજીનો વિલાસવૈભવ મુગ્ધાના મનોભાવ જેવો અસ્ફુટ આનંદ ભરી જતો હતો. મોટર વાંકીચૂકી, સર્પાકારે માર્ગ પર થઈ, આગળ વધતી હતી. નીચે ખીણમાં જયપુરનું કોઈ સરોવર સંતના હૃદયની પારદર્શક શ્વેત ચમક દર્શાવતું હસતું હતું. ખીણનું કામણ કે પર્વતની ઊર્ધ્વતા શું નિહાળું ! 'વાહ પ્રભુ વાહ ! તારી શી લીલા છે.' ભક્ત બની હૃદય વાણી દ્વારા દ્રવી ઊઠ્યું અને મિત્રો અને વિદ્યાર્થીઓની મારી ચાલુ ઠેકડીનું એ ઉચ્ચારણ કારણરૂપ બન્યું.

અંતે બે વિશાળ દેવમંદિરોના ચોગાનમાં એક વડલાની છાયા નીચે મોટર આવીને ઊભી. સો જેટલાં પગથિયાં ચડવાનાં હતાં. હૃદયવિકાર(Heart trouble)માંથી બચેલો હું ધોધ જોવા ઉત્સુક બન્યો. ઊંચાઈથી ધોધ પડતો હતો. ધીરે ધીરે જીવનને પડતું જોવા જીવન સાથે જંગે ચઢવાનો મેં નિર્ણય કર્યો. ધોધના પડવાનો અવાજ ભૈરવ જેવો ભયાનક નહીં પણ ભૈરવરાગ જેવો હૃદયરંજક હતો. ગંગાજી અવતરતાં હતાં. ભગીરથની ભક્તિથી એ પતિત માતાને હું વંદના કરી રહ્યો. માતાના પતનમાં જ્યારે અપત્યોનું કલ્યાણ વસેલું હોય છે ત્યારે પતન પણ પાવનકારી બને છે !

આ ધોધ તે શું હશે ! એ રૂપેરી અપ્સરા નીચે મંદિરમાં ધ્યાનસ્થ શંકરને છળવા ઇંદ્રની પ્રેરી શું ઊતરી આવી છે ! સંસારનાં ઝેર પી જવાથી તપ્ત શંકરના ચિત્તને ઠંડક પહોંચા-

ડવા ઊતરી આવતી શું એ પાર્વતી છે? શંકરની જટાની લટમાંથી નીતરતી એ જાહ્નવી છે? કે આ વિજ્ઞાનના યુગમાં ખડા કરાએલા કારખાનાના કોઈ નાળચામાંથી કાચનો રસ પ્રવાહી બની નીચે કુંડમાં ઢળી રહ્યો છે અને બિલોરી કાચનું ચકચકતું પડ ત્યાં કુંડમાં જામ્યું છે? મન કલ્પનાના તરંગે ચઢે છે! નીચે કુંડમાં ભક્તહૃદયા ગ્રામીણ પાર્વતીઓ સ્નાન કરી રહી છે અને ઉરસ્થ શંકરને એ અભિષેકી રહી છે! ગલતેશ્વર, ગંગાજીનાં શિકરો ઝીલવા કુંડને પડખે બેઠા છે. જઈને એમને વંદના કરવાની ઇચ્છા થાય છે. પણ તપસ્વિની પાર્વતીઓના આ જલવિહાર જોવા કામને દહન કરનાર શંકર જ શક્તિમાન થઈ શકે, આપણું ગજું નહીં.

ઉપર વધ્યા. ધોધના મુખ ઉપર પણ દેવ વિરાજતા હતા. તેને ઓટલે આરામ કરવા અમે બેઠા. અને મિત્રો સૂર્યકુંડના દર્શને છેલ્લી ટૂક ઉપર ચડયા. મંદિરના પડખે પતરાની અડાળી હતી અને ધોધની પ્રતિસ્પર્ધા કરતો એક ઉદ્દંડ મર્કટ ધોધના ધ્વનિના માધુર્યની ઈર્ષ્યા કરતો હોય તેમ તેની ઉપર કૂદી કૂદી પછડાતો હતો. અને પતરાનો તેમાંથી ભીષણ ખડખડાટ રચતો હતો અને છતાં ધોધ પોતાનું ઘેરું ગીત પેલા ઈર્ષ્યાળુ આત્માની ધમપછાડની પરવા કર્યા વિના લલકાર્યે જતો હતો.

અમે નીચે આવ્યા. મિત્રોએ પાછા વળવા મોટરમાં

બેઠક લીધી, પણ ભક્તમૂર્તિ શાન્તાબહેન કાનુગા કુંડમાં સ્નાન કરી પાવન થવાનું ચૂકે ! એટલે ધીરજ ધરવી જ રહી હું પડખેના દેવમંદિરામાં બિરાજેલા દેવતાઓને વંદના કરી આવ્યો અને એકાએક મંદિરની અડાળીની વિશાળ મેડીની પ્લાસ્ટરવાળી ભીંત ઉપર નજર ગઈ ! ચિત્ર રૂપે એ ભીંત ઉપર રાજસ્થાનની ચિત્રકલા ચમકતી હતી. બહેને તપ કર્યું અને ભાઈને સ્વર્ગનું દર્શન થયું. શું લાલિત્ય ! શું જીવન-દર્શન ! શું જીવનનો અજબ ઉલ્લાસ ! શું ભક્તિ અને શું પૌરુષ અને પરાક્રમ, આ નમણી રંગકલામાં એ કલાધરોએ ઉતાર્યાં હતાં !

આ ચિત્રમાં હાથી અને ઘોડાની સાઠમારી ચાલી રહી છે, તો પડખે જ કદંબના વૃક્ષ ઉપર બેસી કનૈયો બંસીવાદન કરી રાધાને ઘેલી બનાવી રહ્યો છે. આ કુંજગલીમાં રાધા અને કૃષ્ણ સંસારની ઈર્ષ્યાળુ આંખથી બચી કેવી પ્રેમગોષ્ઠિમાં આત્માનું અદ્વૈત સાધી રહ્યાં છે ! તો બાવરી રાધા કોઈ ઘટામાં છુપાયેલા પ્રિયતમને ઢૂંઢતી આમ તેમ ફાંફાં મારી રહી છે ! અરે ! આ ચિત્રમાં કોઈક બાદશાહ મોગલ શૈલીમાં આલેખા-યેલા દરબારમાં બેઠો છે ! મોગલ અસર ઉપરાંત કદાચ જાપા-નીસ ચિત્રકળાની અસર પણ અત્રે વર્તાય છે. અને આ વૃક્ષની ડાળીએ બાંધેલા ઝૂલા ઉપર મસ્ત બનેલાં આ યુવાન પ્રણયીઓ ઝૂલી રહ્યાં છે ત્યારે પડખે જ પતિના શબ સાથે ભસ્મ થતી આ સતી અગ્નિની ચેહમાં જલી રહી છે ! અને

ઢોલ શરણાઈ અને નગારાનો ધ્વનિ કરતો જનસમુદાય ભક્તિભાવથી તેને વંદના કરી રહ્યો છે. અને આ યમુનાના જલપ્રવાહમાં ગોપીઓ ગળાબૂડ પાણીમાં વિહ્‌વળ બની ઊભી છે. પેલો નટખટ કનૈયો કદંબ ઉપર ચડી ગોપીઓની તરફ પીઠ ફેરવી બંસી વાદન કરી રહ્યો છે. કંઈક ચિત્રકારોને હાથે અશ્લીલ થાય તેવો આ પ્રસંગ કેવો પૂર્ણ પાવનકારી, પ્રાસાદિક અને તત્ત્વપૂર્ણ રીતે ચિત્રકારે રજૂ કર્યો છે। વળી આ ચિત્રમાં કદંબ નીચે ગોપાલ બંસીવાદન કરી રહ્યો છે અને ગાયો મુગ્ધ બની સ્વરમાધુર્યમાં નાહી રહી છે. કુંજબિહારીના મંદિરનું આ ચિત્રજગત મને વૈકુંઠલોકમાં લઈ જાય છે. સામે જ–કદાચ રામજીનું મંદિર છે. મેડીના જયપુરી ઝરૂખાની ભીંતો નજરે પડે છે. ભીંતો ઉપર આલેખેલી પેલી રંગીન ડિઝાઇનો ઈરાની ગાલીચાના પડદાની શોભા રચી રહી છે. શું સુંદર ? પ્રકૃતિનું આલેખેલું ચિત્રકાવ્ય કે માનવે આલેખેલી આ ચિત્રસૃષ્ટિ। શાંતાબહેન તમારો કેટલો અહેશાન માનું ? તમે તપ કરી મને સ્વર્ગદર્શન કરાવ્યું।

પાછા વળ્યા. જયપુર નગરમાં બપોરે ફરવા નીકળ્યા. રાજમહેલનાં દર્શન અશક્ય હતાં. રાજવીએ વ્યક્તિ દીઠ ત્રણ રૂપિયાની મહેલ જોવાની ટિકિટ રાખી હતી અને સોદાગર રાજવી સાથે એ સોદો કરવો અમને પાલવે તેમ ન હતો.

થયા હતા ત્યારે ઠાકોરની ઘટિકા પણ એ જ સમય જ દર્શાવતી હતી. હવા મહેલ જોવાની ઇચ્છા પણ જાણે ઓસરી ગઈ. તેના ઉત્તુંગ લાલ પથ્થરનો મહેલ અને તેનાં વાતાયનોની રચના નીચેથી જોઈ પાછા વળ્યા અને અંબર–આંબેડ જવા અમે ઊપડયા.

પાછી એની એ જ પ્રકૃતિ લીલા નિહાળતા આંબેડ આવ્યા. પાછું ટેકરી ચડી મહેલ જોવા ઉપર જવાનું હતું. માનવ મનનું આછકલું વૈભવ પ્રદર્શન જોવા જીવનને જંગમાં મૂકવા હું તૈયાર ન હતો. બિહારીભાઈએ કહ્યું કે શીશમહલ જોવા જેવો છે. એના મધ્યખંડમાં મહેલ બતાવનારે મીણબત્તી જલાવી ત્યારે ભીંતોમાં મીણબત્તીની તેજલીલા અનેકધા–સહસ્રધા કામણ કરી મોહ વિસ્તારી રહી હતી. ભગવાન મોહિની બની આવે ત્યારે આપણને અમૃત પીરસશે કે મદિરા ? શું કરવા એ છલમાં પડવું.

નીચે સુંદર સરોવર હતું. સવાર, બપોર અને સાંજની સૂર્યની તેજલીલા આ સરોવર ઝીલી અને તેને પાછું તે પ્રતિબિંબિત કરતું હશે. રાત્રે કૌમુદીથી આ સરોવર જ્યારે રસાતું હશે ત્યારે આ મહેલમાં વસતા કાવ્યહૃદયી રાજયુગલોના દિલમાં શી સુગ્ધતા અને માદકતા તે જન્માવતું હશે ! આપણે કવિ કાલિદાસ નથી. આગળ વિચાર કરવાનું આપણું કામ નહિ !

સરોવરને કાંઠે જ નાનકડું સંગ્રહાલય છે. ત્યાં પથ્થરની તૂટીફૂટી મૂર્તિઓ હજી પણ દિવ્યરૂપ ધરીને બેઠી છે. આ પદ્મપાણિ પ્રફુલ્લ હાસ્ય કરે છે! આ શેષશાયી વિષ્ણુ અને લક્ષ્મીજી કાળા આરસમાં દીપે છે. આ ગાંધર્વ, આ ત્રિભંગી લાવણ્યમયી અપ્સરા બહુ જ સરસ છે. ખરોષ્ટ્રી લિપિમાં એક સ્તંભ છે અને એમાં અશોકની આજ્ઞાઓ અંકાયેલી છે.

જયપુર પાછા વળ્યા. રાત્રે રોશનીમાં મીરઝા ઇસ્માઈલ રોડ વીજળીની ચમકમાં પેરીસની શોભામાં ચમકતો હતો. જયપુર છોડતાં પહેલાં શાંતાબહેનને તેમનાં હીરાબહેન સ્ટેશને મળવા આવ્યાં. જયપુરમાં રહ્યાં પણ એક ક્ષણ તેમને ઘેર હું ના ડોકાયો તે માટે તેમણે પ્રેમ ભર્યો મીઠો ઠપકો આપ્યો. જયપુ મીઠી સ્મૃતિમાં હીરાબહેનની મીઠાશે અમૃતભર્યું. અ જવા આ સ્મરણો સાથે જયપુર અમે છોડયું.

## તીર્થરાજ પુષ્કરજી

જયપુરથી અમારી ગાડી અજમેર જઈ રહી હતી. અજમેરના સ્મરણ સાથે સમરકેસરી પૃથ્વીરાજ, તેની પ્રણય પટરાણી સંયુક્તા અને તેમનાં યશોગાન ગાનાર કવિ ચંદ બરદાઈનાં સ્મરણોથી કલ્પનાપ્રદેશ રંગાઈ રહ્યો હતો. એ રંગવિલાસમાં ચિત્ત છલકાતું હતું ત્યાં ચિત્તે સૂર્યોદયના રંગોથી મનને ભરી દેનારી સવારે જ એ તક પ્રાપ્ત થશે એનો ખ્યાલ કર્યો. અને એ ખ્વાબ ભરી સૃષ્ટિમાં રમતાં રમતાં સૂર્યોદય થતાં પહેલાં આંખ ઊઘડી ગઈ.

મારી નીંદરુ અધૂરી રહી
પરોઢિયું પાંગરિયું મારા ભાઈ.

આ લીટીઓ આપણા રંગમંચ ઉપર આ વખતે ગવાઈ હતી, તે સ્મૃતિમાં આવી ઊભી અને એ ગણગણતાં ગણગણતાં હું બેઠો થયો.

પુનઃ પ્રભાતમ્ પુનરેવ શર્વરી ॥
પુનઃ શશાંકમ્ પુનરુદ્યતે રવિઃ ॥

રોજ સૂર્ય ઊગે છે અને આથમે છે. ચંદ્ર આથમે છે અને ઊગે છે અને છતાં રોજબરોજની આ સામાન્ય ઘટનામાં પ્રકૃતિ માતા કંઈક એવી ચેતના ભરે છે કે હરેક સૂર્યોદય નવી

જ આશા અને નવી જ ચેતનાના રંગો લઈ સૃષ્ટિને હસાવે છે અને હરેક ચંદ્રોદય પોતાનાં શીત રશ્મિઓથી સૃષ્ટિને પંપાળી, પલાળી, સુખસાગરમાં ઝુલાવે જાય છે. પ્રકૃતિની કલા જ અનંત નવતામયી બને છે.

અમદાવાદના પૂર્વાકાશને, ઉષાના સુવર્ણ રંગોને, મિલો ધુંમાડાથી મ્લાન કરે છે અને એથી કંઈક દિવસોથી સૂર્યોદય ધરાઈને જોયો નથી. આજ જોવાની તક મળી છે એટલે પૂર્વ દિશાની બારી ખોલી મેં પૂર્વાકાશમાં નજર નાખી. ધગધગતો સુવર્ણનો ચળકતો લાલ સોનેરી રસ કોઈ કસબીના પાત્રમાંથી ક્ષિતિજને આરે જાણે ઢોળાઈ ગયો છે, એવી આભા પૂર્વમાં પથરાઈ છે. અંધકાર પીગળી જઈ પ્રકાશ થઈ સૃષ્ટિમાં પથરાઈ ગયો છે!

તમસો મા જ્યોતિર્ગમય॥

અરે! આ સુવર્ણ રંગ ક્યાં અદૃશ્ય થઈ ગયો! ધગધગતા સુવર્ણથાળ જેવો પ્રકાશિત લાલ રવિ, ધીરે ધીરે આકાર લેતો ક્ષિતિજમાં જન્મવા લાગ્યો. પ્રથમ સુવર્ણ કોર ચમકતી નજરે પડી. પછી અર્ધરૂપ અને પૂર્ણરૂપ લઈ સૂર્યદેવતા ચમકવા લાગ્યો. બાલ રવિએ કેવું અનન્ય કામણ રચવા માંડયું છે! મીટ માંડીને હું એ રવિરાજને જોઈ રહ્યો છું. જાણે ઉપનિષદનું એ જ્ઞાન જીવંત બની કહે છે: एकोऽहम् बहु स्याम्। એક સૂર્યમાંથી એક, બે, ત્રણ; અરેરે! સૂર્યની પરંપરા જન્મતી

જ જાય છે અને આંખ મીચું છે અને જોઉં છું તો એ બાલ-રવિ જ મારી મશ્કરી કરતો જાદુગરની જેમ મારી ઠેકડી ઉડા-વતો ઊભો છે. પાછા એકમાંથી અનેક સૂર્યની પરંપરા જન્મે છે અને અનેક પાછા આવી આવી એકમાં સમાઈ જાય છે અદ્ભુત! અદ્ભુત! જગદ્ગુરુ શંકરાચાર્યનું એકમાંથી અનેક અને અંતે એક જ એ તત્ત્વજ્ઞાન સાકાર થતું જોઈ આત્મા યોગસમાધિને અનુભવી રહ્યો, અને સહસ્રરશ્મિએ જાણે નક્કી કરી દીધું હોય એમ મારી ગાડી સાથે તેણે દોટ મૂકવા માંડી. અરે! આ ગજરાજ જેવી ઊભેલી ટેકરી પીઠ પાછળ ઊભા રહી સૂર્યે તેની પીઠને સોનેરી તોઈથી ગૂંથી દીધી. અરે, ત્યાં તો પાછો એ ગજરાજની પીઠ ઉપર આસન જમાવી મારી સામે ચમકતો આંખમિચૌલી કરતો હસવા લાગ્યો. અરે! આ પાછો પીઠ પાછળ અદશ્ય થઈ ગયો અને ગજરાજના કુંભસ્થળનો શણ-ગાર બની શોભવા લાગ્યો. મારા મન સાથે ધરિત્રી પણ જાણે રાસ લેતી હોય તેમ ફેરફૂદડી ફરતી હતી. અને આ લીલા-મુગ્ધ સ્થિતિમાં જ તો, અજમેર આવી પહોંચ્યું.

તીર્થરાજ પુષ્કરજી જવા અમે મોટરમાં બેસી દોટ મૂકી. ચડઊતરની લીલામયી હરિયાળી સૃષ્ટિ નિહાળતા અમે પુષ્કરરાજને આંગણે આવી પહોંચ્યા. વસાવડા સાહેબના મજદૂર કાર્યકરોમાંથી એક વૃદ્ધ પુરુષ અમારા માર્ગદર્શક થવા આવ્યા હતા, તે અમને બ્રહ્માજીને દર્શને લઈ ચાલ્યા! પુષ્કરરાજમાં અમે પગ મૂકયો અને વર્તમાન વિસરાઈ ગયો. ભૂતકાળની

ક્ષિતિજોની પાર, પુરાણકાળ આંખ આગળ આવીને ઊભો. પુષ્કરરાજને ભાવિક હિંદુઓ તીર્થરાજ કહે છે! કારણ સૃષ્ટિના જનક બ્રહ્માજીએ પૃથ્વી ઉપર બધાં સ્થળો વિસારીને આ સ્થળે આસન જમાવી બેસવાનું પસંદ કર્યું છે! આ સ્થળથી થોડેક દૂર અસલ સ્થળ છે જ્યાં બ્રહ્માજીએ યજ્ઞ કર્યો હતો. સાવિત્રી રિસાઈ જતાં, યજ્ઞમાં સહભાગિની બનાવવા બ્રહ્માજીએ બીજી પત્ની આણી. સાવિત્રી કાયમનાં રિસાઈ બીજી ટેકરી ઉપર પીઠ ફેરવી બેઠાં—અદશ્ય થયાં. ક્રોધમાં સાવિત્રી કરુણામયી બની, ઝરણું બની નિર્ઝરવા લાગ્યાં. અરે! એ ઝરણું તે નારી માત્રની પુરુષોની ઉપેક્ષામાંથી જન્મેલી વેદના ભર્યું અશ્રુ-ઝરણ તો નહીં હોય! કે એવા પુરુષો પ્રત્યે પણ પછી ક્ષમામયી નારીની દયા—કરુણાની ધારા હશે એ? એ નિર્ઝરીનાં દર્શન કરવાની મારા મને ઇચ્છા કરી પણ મિત્રોની વૃત્તિ હતી નહીં અને હૃદયદૌર્બલ્યવાળાનું કામ નહીં એમ અમારા વૃદ્ધ માર્ગદર્શક ચાચાનું કહેવું અંતે મારા મને સ્વીકારી લીધું.

સિંધિયાના કોઈક દીવાને ચતુરાનન બ્રહ્માનું મંદિર બાંધ્યું છે. કોઈ વિશિષ્ટ સ્થાપત્ય કલા એમાં ચમકતી નથી. ઉપર ચઢતાં જ બે દિશામાં બે મહાવતો સફેદ આરસના ગજરાજ ઉપર બેઠેલા નજરે પડે છે અને મહારાષ્ટ્રીયન શૈલીની ચમક વગરની સ્થાપત્ય શૈલીનાં દર્શન થાય છે. આરસની ફરસબંધી ઉપર મૂર્ખ ભાવિકોએ ધનવૈભવનું આછકલું પ્રદર્શન કરવા રૂપાના સિક્કાઓ જડયા છે. અજાણતાં જ માતા લક્ષ્મીને

ચરણસ્પર્શ થઈ જાય છે અને દિલ ધ્રૂજી ઊઠે છે. પ્રાર્થના થઈ જાય છે :

વિષ્ણુપત્ની નમસ્તુભ્યમ્
પાદસ્પર્શં ક્ષમસ્વ મે !

અરે ! આપણા હિંદુઓ પણ કેવાક હશે. બ્રહ્માજી, જે જગતને ઘડે છે, તેને ચાર મુખવાળા કલ્પ્યા છે અને રામને પણ વનોવન રવડાવતા પેલા રાવણને દશાનન બનાવી દીધો છે ! કેમ આમ હશે ? મન કલ્પના કરે છે : સર્જકે ચારે દિશાએ નજર દોડાવી જગતનાં પરમ સત્ત્વો શોધી એકઠાં કરવાનાં હશે, એથી સૃષ્ટિના સર્જકને ચાર દિશામાં નજર રાખવા ચતુરાનન થવું પડ્યું હશે. અને પાપમાં રચ્યાપચ્યાને તેનો સર્વભક્ષી કાલ સજા કરવા ક્યાંકથી આવી રહ્યો છે એ ભયથી ભડકતા રહી દશે દિશામાં નજર રાખતાં રહેવું પડતું હશે, માટે જ તો રાવણને દશાનન કલ્પ્યો ! ક્યાં ઈલોરાની ત્રિમૂર્તિનું ભવ્ય શિલ્પ અને ક્યાં પુષ્કરરાજનું આ ચતુરાનનનું અતિ સામાન્ય શિલ્પ. એમ છતાં હિન્દુઓના ભાવિક હૃદયની આસ્થાથી મેં એ બ્રહ્માજીને વંદના કરી.

નમસ્તે સતે તે જગત્કારણાય !

પગથિયાં ઊતરી અમે પુષ્કર સરોવરને કાંઠે આવ્યા. મરુભૂમિ ગણાતું રાજસ્થાન સરોવરોની ભૂમિ બની ગયું છે. પ્રકૃતિની અવકૃપા સામે માનવીએ જ પુરુષાર્થ ભરી લડત કરી છે તેની સાક્ષી રાજસ્થાનની સરોવરોથી શોભતી આ ભૂમિ છે ! પુષ્કર સરો-

વરનો મહિમા હિમાલયના મુગુટમાં મણિમય શોભતા કૈલાસ સરોવરની પછી તરત જ આવે છે અને તેમાં સ્નાન કરવાનું પુણ્ય ભાવિકો લૂંટે છે. શું સુંદર સરોવર છે! કર્નલ ટોડ પણ આ સરોવર ઉપર વારી ગયા હતા એવી લીલા આ સરોવરની છે બ્રહ્માજીનાં શાપિત પ્રિયા સાવત્રીએ પતિની અદક્ષતા ઉપર રોષે ભરાઈ જે અલંકારો ત્યજી દીધા હશે તેમાંથી ખરી પડેલું જાણે આ કોઈ મહામૂલું નીલમ છે. સૂર્યનાં સુવર્ણ રશ્મિથી આ સરોવર શબ્દાતીત શોભા ધારણ કરે છે! કાંઠે મંદિરો છે! ધર્મશાળાઓ છે! અને પ્રાતઃસ્મરણીય અહલ્યાબાઈએ બાંધેલું અન્નક્ષેત્ર પણ છે. આ સરોવરમાં કેમ એકાદી નૌકા નહીં હોય? સરોવરની પીઠ ઉપર નૌકામાં બેસી પરિભ્રમણ કરવાની શી મઝા આવે! રાજસ્થાનની સરકાર લોકહૃદયની આ કામનાને ઉત્તેજે તો લોકોનાં હૃદય, રંજન પામે અને સરકાર કમાય પણ ખરી. આ સરોવર મોટા મોટા મગરોથી એક કાળે ઊભરાતું હતું. આજે લાંબાં કાકડી જેવાં માછલાં તેમાં તરે છે અને તરફડે છે. આ માછલીઓ પાણીમાં વસતી હશે અને છતાંયે શા માટે તરફડતી હશે! મને કબીરની સંત વાણી યાદ આવી :

પાની મેં મીન પીયાસી
મોહે સૂની સૂની આવત હાંસી
પાની મેં મીન પીયાસી.

ડાકોરજીમાં આપણે કાચબાઓને ચણા મમરા નાખીએ

છીએ તેમ અહીં યાત્રીઓ આરા ઉપર બેઠેલા વહેપારીઓ પાસેથી ચણા મમરા લે છે અને માછલીઓને નીરે છે. વિદ્યાર્થીઓને માછલી સાથે ગેલ કરવાની ગમ્મત પડી. માછલાંને તેમણે ચણા મમરાની ઉજાણી કરાવી.

સ્થાપત્યની કલાદર્શનની મારી ઝંખના અતૃપ્ત હતી અને અમે શ્રી. વ્યંકટેશના મંદિર આગળ આવી પહોંચ્યા. દ્રાવિડીયન શૈલીની જાણે આ મંદિરે ઉજાણી માંડી છે. ગોપુરમ્‌માં પ્રવેશતાં કોઈ રાક્ષસરાજનો મહાકાય મુગટ જાણે અહીંયાં કોઈ કે ગોઠવી દીધો છે! ગાંધર્વો, કિન્નરો અને દેવતાઓની આ ગોપુરમ્‌માં જાણે ચડઊતર આસન ઉપર બેઠક ગોઠવાઈ ગઈ છે! ચોકમાં જ સુવર્ણનો કે સુવર્ણના ઓપવાળો સ્થંભ ઊભો છે. સૂર્યના તેજમાં કાંચનવર્ણો એ સ્થંભ ચમકે છે. મંદિરમાં પ્રવેશ્યા. વિશાળ ઘુમ્મટ અને પછી વ્યંકટેશ પ્રભુની મંદિરમાં બેઠક છે. શું અદ્‌ભુત રૂપ ભગવાને ધર્યું છે! માથે રત્નમંડિત મુગટ છે, કેસરી, કસબી વાઘા પ્રભુએ ધારણ કર્યા છે અને એ શામળાના વિશાળ ભાલ ઉપર રામાનુજી સફેદ ચંદનઅર્ચિત તિલક શોભી ઊઠયું છે. મૂર્તિપૂજામાં નહીં માનનાર મારું મન ભગવાનની આ શોભા જોઈ રાધાનું હૃદય ધરી બોલી ઊઠયું :

અબ મનમોહન મેરો ભયો !

મૂર્તિના સ્થૂલ રૂપમાં રાધાએ ઝંખેલા, મીરાંએ ગાયેલા: સૂક્ષ્મ સ્વરૂપ શ્યામસુંદરનાં મને દર્શન થયાં.

મંદિરની પ્રદક્ષિણા કરી. મંદિરમાં દરેક ભીંતના ગોખલાઓમાં દશાવતારની મૂર્તિઓ કંડારેલી હતી, કમનીય અને કલામય.એકવાર ફર્યો, બે વાર ફર્યો, કલંકી અવતાર જે હજી થવાનો છે તેની પણ અશ્વારૂઢ મૂર્તિ હતી પણ બુદ્ધ ભગવાનની મૂર્તિ ક્યાંય ન હતી. બુદ્ધને આપણે અવતાર બનાવી ગાયો તે એક ખૂણે સંઘરી ભૂલવા માટે અને ભૂંસવા માટે ! શી આપણા હિન્દુઓની સુંવાળી નિષ્ઠુરતા છે !

મિત્રો બજારમાં ફરવા લાગ્યા. અહીં બીજું ભગવાન રંગનાથનું મંદિર છે. જેનાં વખાણ મેં વાંચ્યાં હતાં તેમના દર્શને અમારા વૃદ્ધ માર્ગદર્શક મને લઈ ગયા. બારણામાં વ્યંકટેશના મંદિરમાં સુવર્ણનો સ્થંભ છે તેવો તાંબાનો ઝાંખો પડતો સ્થંભ અહીં ઊભો છે. મંદિર વ્યંકટેશના મંદિર આગળ ઝાંખું જણાય છે. મૂર્તિ ઉપર પણ અલંકારનો વૈભવ આછો પાતળો છે. પણ દર્શન કરી બહાર આવ્યા અને એક વિશાળ રંગમંદિર હોય એવું નજરે પડ્યું. દ્વારમાં એક રથ હતો અને તે ઉપર શેષ ભગવાનની વિશાળ રચના પડી હતી. પણ નારાયણ અને લક્ષ્મીજી હજી ત્યાં વિરાજ્યાં ન હતાં ! ભગવાનના આલયમાં કંઈક નવાં દર્શન થશે એમ માની ત્યાં જઈ પહોંચ્યો તો ત્યાં રંગભૂમિનો વિશાળ Store હતો ! દર કાર્તિકી પૂર્ણિમાએ અહીં રંગનાથનો મેળો ભરાય છે અને ત્યારે આ રંગનાથના ભક્તો મોટી રંગપીઠ રચી તે ઉપર રંગલીલા માંડે છે અને ભગવાન રંગનાથને અંજલિ અર્પે છે. આપણા હિંદુઓએ

દરેક માનવ પ્રવૃત્તિનો દેવતા નિર્માણ કર્યો છે. માનવી નાચ્યો છે અને તેણે નટરાજ અને નટવરને દેવપદે સ્થાપ્યા છે અને નાટકનો દેવતા તેણે ભગવાન રંગનાથને, બનાવી તે પ્રત્યે ભક્તિમાં નાટ્યકલાની ઉપાસના અને આરાધના જીવતી રાખી છે ! રંગભૂમિનો હું તો ભક્ત અને ગાંડોઘેલો પણ પૂજારી રહ્યો. મારું મન ભગવાન રંગનાથને ચરણે ભક્ત બની દ્રવી ઊઠ્યું અને ચાર દિવસ પછી જો અવાયું હોત તો અંબાજીમાં થતી ભવાઈને મળતી કોઈક રંગકલાનાં દર્શન કરી કૃતાર્થ થવા મળત એ કલ્પના આવતાં દિલના એક ખૂણામાં વિષાદ જાગી ગયો.

અહીં સિંધિયાની છત્રી જોવા જેવી છે. અહલ્યાબાઈનો ઓવારો અને અન્નક્ષેત્ર પણ છે. પણ અજમેર જવું જોઈએ. આજે જ તેને પણ પતાવવાનું છે. એટલે બજારમાં પુષ્કરજીની કંઈક સ્મૃતિ સાથે લઈ જવા ખરીદી માટે ઊપડયા. ડાકોરના બજાર જેવું બજાર હતું અને ત્યાં વેચાય છે તેથી વિશેષ કંઈ ન હતું.

ત્યાં કેટલાક મિત્રો અને વિદ્યાર્થીઓ ઊનની બનાવટના ચાકળા, બંડી, ટોપીઓનાં મૂલ કરતા, એક અતિ સ્વરૂપવતી યુવતી પાસે ઊભા હતા. Beauty in rags રાજમહેલમાં શોભે તેવી આ કન્યા મેલા, ફાટેલ, તૂટેલ વસ્ત્રમાં પણ તેના રૂપના અંબારમાં દીપતી હતી. બ્રહ્માજીએ સરસ્વતી સર્જી, પુત્રીમાં મુગ્ધ બની ભાન ભૂલ્યા એવી એ લાવણ્યમયી હતી. પિતા

'પિતૃત્વ ભૂલ્યા પણ પુત્રોએ તો સરસ્વતીમાં માનાં દર્શન કર્યાં, સ્વયં લાવણ્યમયીમાં અહીં ઊનનાં કંબલ વેચવા આવેલી પરમાત્માની માતાનાં મને દર્શન થયાં. પ્રભુ સત્ય રૂપ, શિવ રૂપ અને સુંદર રૂપ બનીને આવે છે. સૌન્દર્યમાં પરમાત્માનાં દર્શન કરી કૃતાર્થતા અનુભવી!

બસ સ્ટેન્ડે આવી પહોંચ્યા પણ વિદ્યાર્થિનીઓ ના મળે. બસ જલદી ઊપડવી જ જોઈએ. અમારા વસાવડા સાહેબના મજૂર જૂથના સેવક, વૃદ્ધ માર્ગદર્શક, છોકરીઓને શોધવા અમને મૂકીને પોતે ગયા. ત્યાં થોડીવારે છોકરીઓ આવી પહોંચી. બધાએ 'હાશ' અનુભવી અને મોટર ઉપાડી મૂકી. મોટર માઈલેક આગળ વધી ને એ વૃદ્ધ ચાચા મને યાદ આવ્યા! શું થાય? મોટર પાછી કેમ વળાય? આપણા ચાચા કહે: ખોટી ચિંતા કરો છો. એ સ્થાનિક કાર્યકર છે. ગમે તેમ કરી આવી પહોંચશે. પણ અજાણ્યે થએલો આ અવિવેક મારા મનને ડંખ્યા જ કર્યો. અમે જમી પરવાર્યા. અજમેરના સ્ટેશન ઉપર એ અમને શોધતા, અજમેર બતાવવા આવી પહોંચ્યા. પુષ્કરજીની ટેકરી ઉપર બ્રહ્મા હતા કે નહીં તે હું નથી જાણતો પણ આ વૃદ્ધ પુરૂષમાં મને ભોળા બ્રહ્માનાં દર્શન થયાં અને દિલ ગદ્ગદ બની પ્રેમાવેશમાં દ્રવિત બન્યું.

## અજમેર

પુષ્કરજી પતાવી પાછા અજમેર આવ્યા. આ અજમેર કોઈ અજપાળે વસાવ્યું હતું. ઘેટાંબકરાંના ચારનારા અજપાળો અને ગાયભેંસોના ચારનાર ગોવાળોએ ઇતિહાસ નિર્મ્યો છે અને ઇતિહાસને પલટો આપ્યો છે. જોધપુર જોધાજીના સાથીદાર અજાજીએ વસાવ્યું હતું અને તે બકરાં ચારવાનો ધંધો કરતા હતા. ચિતોડ બાપારાવે વસાવ્યું અને તેઓ બાળપણમાં ગાયો ચારતા. અરે! એમ શા માટે? ભારતમાં આવી, ખૈબરઘાટ દ્વારા પ્રવેશી, આર્યોએ આર્યાવર્ત સર્જ્યું. તેઓ ગોવાળો જ હતા. એમણે વિશ્વને ઋગ્વેદ સંહિતા રૂપે પ્રથમ કાવ્યો સમર્પિત કર્યાં. ચંગીઝખાને ઇતિહાસને પોતાના દિગ્વિજયોથી કેવો હલમલાવી મૂક્યો, તે પણ ભરવાડ જ હતો ને! મહમદ પયગંબર પણ બકરાં ચારતા. અને ગીતાના ગાનાર કૃષ્ણચંદ્ર પણ ગોવાળ હતા ભક્ત કવિ નરસિંહ મહેતા પણ ઢોરાં જ ચારતા અને વડોદરાના વિખ્યાત રાજર્ષિ સયાજીરાવ પણ પૂર્વે ગોપાળ કે અજપાળ હતા. બકરાં ઘેટાં ચારનાર અને ગાયભેંસોના પાલકો પ્રજાપાલકો કે જનગણના અધિનાયકો બની શકયા, અને ઇતિહાસને તેમનું ગર્વથી ગૌરવ કરવું પડયું!

આ અજમેર અને ગુજરાત, સોલંકી યુગમાં એકબીજાનો

વિદ્વેષ કરી એકબીજા સામે ગાજતાં અને ગર્જતાં અને રણ-મેદાનમાં રોળાતાં અને રોળતાં. આબુની રૂપકન્યા ઇચ્છન-કુમારી પૃથ્વીરાજ વરે કે ભીમ, તેમાં હરીફાઈ ચાલી અને વર્ષો સુધીનાં વેર સર્જાયાં અને વેરે એવાં તો ઝેર ઊભાં કર્યાં કે એકબીજાએ પરધર્મીઓના હુમલા સામે ધર્મના રક્ષણ માટે પણ હાથ મિલાવવા ના પાડી. અને દેવમંદિરો અને ધર્મ-બંધુઓનો વિનાશ ઠંડે કલેજે જોયો! વેર ગજબ છે તારું માનવ મન ઉપરનું પ્રભુત્વ! વેર સામે પ્રેમ પણ પરાજિત બને છે!

અજમેરના સ્મરણ સાથે પૃથ્વીરાજ અને સંયુક્તા અને ચંદબરદાઈનાં સ્મરણ તાજાં થાય છે. ચંદબરદાઈના સ્મરણ સાથે ભીમનો દરબાર પણ આંખ આગળ રમતો થાય છે. ચંદ-બરદાઈના હાથમાં દીવો છે, કોદાળી છે, નિસરણી છે અને જાળ છે. "પૃથ્વીરાજનું આ શું કૌતુક છે"? ભીમ પૂછે છે અને ચંદબરદાઈ કહે છે: પૃથ્વીરાજ, તમને જરૂર રણમાં રોળવાનો છે અને પોતાનું વેર તૃપ્ત કરવાનો છે. તમે અંધારામાં છૂપાશો તો આ દીવાથી તમને શોધી કાઢશે, પાતાળમાં ભાગી જશો તો કોદાળીથી ખોદી કાઢશે, પાણીમાં ભરાઈ જશો તો જાળ નાખી બહાર કાઢશે અને આકાશમાં જશો તો નિસરણીની મદદથી પકડશે. પણ પૃથ્વીરાજ તમારો નાશ કરશે એ ખચિત માનજો. શું બુદ્ધિચાતુર્ય અને વેરવૃદ્ધિ માટેનો તે ચાતુર્યનો અપવ્યય! મધ્યકાલીન યુગનો, ખમીરવંતો રાજવંશ આવા ઘમંડમાં જ બરબાદ થયો. અર્બુદાચળની રૂપવતી કે જયચંદની

સંયુક્તાના રૂપકામણમાં દેશ અને ધર્મ બન્નેનો વિનાશ નોતરનાર આપણા પૂર્વજો આપણને શરમમાં નીચું જોવડાવે તેવા મૂર્ખ હતા. પણ તેમનાં ખમીર અને ખુમારી શિરને ટટાર કરે તેવાં ગજબનાં ઉન્નત હતાં.

દિન પલટયો પલટી ઘડી પલટી હથ્થ કમાન,
કાળે અર્જુન લૂંટિયો વહી ધનુષ્ય વહી બાણ !

પૃથ્વીરાજના પરાજયને ગાતાં હતાશ ચંદબરદાઈએ ગાયું. પણ લોકમાનસમાં જે હકીકત સચવાઈ છે તેનો ઇતિહાસ ભલે ઇન્કાર કરે. પણ લોકકલ્પનામાં તો અંધ કરેલા પૃથ્વીરાજે શહાબુદીનનો વિનાશ ચંદબરદાઈની દોરવણીથી કર્યો તેનું ચંદબરદાઈનો દુહો જ શાખ પૂરે છે :

ચાર બાંસ ચૌબીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
ઈતને પર સુલ્તાન હૈ, મત ચૂકે ચહુઆણ.

સાત તવાઓ વીંધીને પૃથ્વીરાજે શાહબુદીનને વીંધી દીધો અને પૃથ્વીરાજ અને ચંદબરદાઈ એકબીજાનાં શિર કાપી શહીદ થયા ! સત્ય ચડે કે કલ્પના ! પૃથ્વીરાજ અને ચંદબરદાઈની બિરાદરી લોકોએ આમ બિરદાવી દીધી.

આ અને બીજાં આવાં અજમેર અંગેનાં ઐતિહાસિક સ્મરણ તાજાં થતાં હતાં. બિહારીભાઈ અમારે માટે અજમેરની રબડીની મિજબાની ગોઠવવાની વ્યવસ્થામાં પડયા હતા અને જમ્યા પછી બહાર જવાની મિત્રોની ઇચ્છા હતી. ત્રણ વાગી

ગયા હતા. પાંચ વાગ્યા સુધીમાં ભોજન પતે તેમ ન હતું. નટુ કહે: અમુભાઈ! જૈનોનું સુવર્ણ મંદિર મારે તો જોવું છે. એ જોવું જ એવો મારા એક સ્વજને આગ્રહ કર્યો છે અને પાંચ વાગે એ મંદિર બંધ થાય છે. સુવર્ણમંદિર કેવુંક હશે! એ જોવાનું કુતૂહલ જાગ્યું અને નટુને સાથ આપવા હું તૈયાર થયો. હું અને નટુ જૈન મંદિરે ઊપડયા. નીચલા ખંડમાં રથના ધાટનું એક સોનેરી મંદિર છે. તેણે કંઈ મને ચકિત ન કર્યો. અમે ઉપર ગયા અને ઉપરથી અમે બીજા માળ ઉપર નજર કરી. સોનાનું ઠીક ઠીક કિંમતી અને મોટું એક મંદિર શોભતું હતું પણ સોનાનું હોવાથી મને કંઈ આકર્ષે એમ ન હતું પણ વિશાળ જૈન મંદિર જેના મધ્યમાં આ સુવર્ણનું મંદિર ખડું છે તેની મીનાકારી જેવી રંગબેરંગી રચનામાં કોઈ ગજબનું કામણ હતું. દર્પણો, હાંડીઓ અને ભીંતે જડેલા રંગબેરંગી કાચમાંથી ઇંદ્રપુરીની શોભા રચાતી હતી. દિવસના અંત ભાગમાં આ કાચમાંથી ઊભી થયેલી પરીસૃષ્ટિ કામણ પાથરતી હતી તો રાતે આ ખંડમાં વીજળીના દીવાઓનો પ્રવાહ રેલાતો હશે ત્યારે શું કૌતુક રચાતું હશે એ કલ્પનામાં જ મન મુગ્ધ બની ગયું. ધરાઈને અમે ખૂણે ખૂણે ફરીને કાચની ડોકાબારી-ઓમાંથી ભવનનો કાચમાંથી નિર્ઝરતો રંગવિલાસ માણ્યો. આપણા પૂર્વજો સુવર્ણની માયામાંથી બચવાનો આદેશ આપતા તેનું કારણ અહીંયાં સમજાયું. સુવર્ણના ફંદામાં પડી મંદિરના દેવતા, તાળાકૂંચીમાં અને બંદૂકધારીના પહેરા વચ્ચે

પૂરાઈ બેઠા હતા અને ભક્તજનોને તેમનાં દર્શન ડોકાબારી-માંથી જ કરવાનાં હતાં. ભગવાનને પણ જે સોનું કેદ કરે તેના ફંદામાં આપણે કેમ ફસાતા હોઈશું ? સુદામાએ જોએલા દ્વારકાધીશના રંગભવનની શોભા પ્રેમાનંદની વાણીમાં યાદ આવી ગઈ:

ચળકે કામ ત્યાં મીનાકારી,
અમરાપુરી નાખું ઓવારી.

પડખે જ ભારત માતાનું મંદિર બંધાઈ રહ્યું હતું અને પૂરું થાય નહીં ત્યાં સુધી પ્રવેશવાની ત્યાં મના હતી. એક ખૂણેથી ભારતમાતું પાકિસ્તાન થયા પછીનું નકશામાં કંડારેલું આલેખન નિહાળ્યું. પંડિત ભગવાનદાસે બનારસના દેવમંદિ-રોના પ્રદર્શનોમાં ભારતમાતું આવું એક મંદિર ઊભું કર્યું છે અને ભારતની ભક્તિ તરફ લોકમતને વાળવાનો યત્ન કર્યો છે. એવો એક યત્ન કરનાર વ્યક્તિને કે મંડળને માટે મને માન અને મમતા ઉત્પન્ન થયાં.

પાછા વળી બિહારીભાઈએ વખાણેલી અજમેરી રબડી-પૂરીનું ભોજન લીધું. અજમેરી રબડી આપણા આબુમાં મળતી બાસૂદી—ઊર્ફે રબડી કરતાં વધુ ઘટ્ટ હતી. થાળીમાં પણ શાકની જેમ લઈ શકાય તેવી લચકાદાર. ઘણાને એ ગમી પણ હશે. પણ બાસૂદી જેવી પથ્ય અને મિષ્ટ એ મને ના લાગી. સ્વાદ પણ વ્યક્તિ પરત્વે ભિન્ન ભિન્ન હોઈ શકે !

જાની સાહેબ અને ચાચા ગાડી કરી શહેરમાં ગયા હતા. તે ક્યારે આવશે તે કોઈ જાણતું ન હોવાથી અમે આપણા મઝદૂર કાર્યકર ચાચાની સાથે અજમેર જોવા ઊપડયા 'અન્ના સાગર' તરફ પ્રથમ વળ્યા. આ પ્રદેશનો સૂબો હતો ત્યારે શાહજહાને, એને સુધારી, વધારી શણગાર્યું હતું. વિશાળ સફેદ આરસના પથ્થરની છત્રી નીચે, કાવ્યહૃદયી શાહાજહાન બેગમ મુમતાજ સાથે આ સરોવરની નિર્મળ લીલા નિહાળતો હશે; સવારે, મધ્યાહ્‌ને અને સાયંકાળે કેવું એ અલૌકિક રૂપ ધરતું હશે ત્યારે ? અને પૂર્ણિમાની રાત્રે અપ્સરાવૃંદને સ્નાન કરવા આવવા લલચાવે એવું રૂપ આ સરોવર ધરતું હશે ! સાયંકાળ હતો. રક્તવર્ણો સૂર્યબિંબે કુમકુમ વર્ણથી સરોવરને રસ્યું હતું અને ક્યાંક ક્યાંક સોનું આ સરોવરના જળમાં લહેરાતું હતું !

શાંતાબહેન કહે બ. ક. ઠા.ના દિલમાં વસી જઈ કાવ્યમાં જીવી ગએલું ફોયસાગર પણ અહીં જ અજમેરમાં છે. પણ એ કાવ્યતીર્થનાં દર્શન શક્ય ન હતાં. બળવંતરાયના દિલમાં 'પ્રેમનું સવાર' ઉગાડનાર અજમેર માટે મારા દિલમાં ભક્તિભાવ જાગ્યો.

ત્યાંથી અમે ઊપડયા, "ઢાઈ દિનકા ઝોંપડા" ભણી. તેની કલાને ટાડ મહાશયે વખાણી છે, અસલ એ જૈન મંદિર હતું અને અલ્તમશે અજમેર જીત્યું ત્યારે આ મંદિરને તોડી ફોડી મસ્જિદમાં માત્ર અઢી દિવસમાં ફેરવી દીધું, એમ ઇતિ-

હાસ લોકવાયકાને આધારે કહે છે. જગતમાં ધર્માંધતાએ શો વિનાશ સર્જ્યો છે, તેની આ મંદિર શાખ પૂરે છે. ઝીણું કોતરકામ, વિશાળ સ્થંભમાળાઓ વગેરે હિંદુ કારીગરીનાં પ્રતીકો બનીને અહીં ઊભાં છે. મન જાણે આ મંદિર જોવાની જ ના પાડે છે. પુરુષને સ્ત્રીનાં વસ્ત્ર પહેરાવી ખડો કરવામાં આવે અને તેનું લાવણ્ય આંખોને કદાચ લલચાવે, એવી હિંદુ અને મુસલમાન કલાનો ખીચડો—કલાનું વ્યંઢળત્વ જોવાની મારા મને ના પાડી. પાસેની વંડીમાં આજુબાજુએથી ખોદી કાઢેલી દેવમૂર્તિઓ, ગણપતિ અને પવનસુત હનુમાનજી, અપ્સરાઓ અને ગંધર્વોની પંક્તિ પોતાની પતિત અવસ્થા માટે અફસોસ કરતી અને એને માટે જવાબદાર એવી વ્યક્તિઓને અભિશાપ આપતી ઊભી હતી. 'ઢાઈ દિનકા ઝોંપડા'ના નામની ચર્ચા કરતાં અમારા દિલની ગ્લાનિ એક મુસ્લિમ બિરાદર વાંચી ગયા. તેણે કહ્યું એક મુસ્લિમ ફકીર આ સ્થળે યાત્રાળુઓને અઢી દિવસ સુધી ભોજન કરાવતા તેથી આ સ્થળનું નામ 'ઢાઈ દિના કા ઝોંપડા' પડ્યું છે. એ બિરાદરનું આ કથન ગળે તો ના ઊતર્યું, પણ ગમી ગયું. હિંદુ અને મુસલમાનોએ એક જ ભૂમિમાં સાથે સાથે રહેવું હશે તો ભૂતકાળને ભૂલવા આવાં કંઈક મનમનામણાં શોધવાં પડશે!

મુઈનઉદ્દીન ચિસ્તીની દરગાહ તરફ વળ્યા. રસ્તામાં જ એક ગુલાબની બિછાતમાં પોઢેલી એક મુસલમિનની મૈયત

પસાર થતી હતી. શી અદ્ભુત શાંતિ હતી! અને સુગ્ધકર અદબ પથરાએલી હતી. મૃતદેહની આગળ ધૂપની સુવાસ ફેલાતી હતી કુરાનના કલમાઓ પઢાતા હતા અને બાકીના બધા અદબભેર સરઘસમાં ચાલતા હતા. પારસી તરીકે જન્મવું અને જીવવું, હિંદુ બની પરણવું અને મુસ્લિમ અને ખ્રિસ્તી રહી મૃત્યુને ભેટવામાં મઝા છે. મરનારનું મુસલમાનો જે ગૌરવ કરે છે, એવી અદબ બીજી કોઈ કોમ સાચવતી નથી. અમે દરગાહમાં પ્રવેશ્યા. ચોગાનમાં ચાર હજાર રતલ અને દસ હજાર રતલ ખીચડો રાંધી શકાય તેવા મોટા બે દેગ હતા. દરગાહની યાત્રાએ આવતા યાત્રાળુઓની સરભરા માટે એ હતા. અહીંની દરગાહના શિખર ઉપર સુવર્ણના કંઈક કળશો ચળકતા હતા. જયપુર, જોધપુર, ઉદેપુર અને અન્ય રાજસ્થાની રાજવીઓની એ સંત મુઈનઉદ્દીનની દરગાહને કરેલી ભેટ, શિખર ઉપર કળશ બની ઝળકતી હતી. હિંદુ હૃદયની સર્વ-ધર્મ સમભાવી ઉદારતા અને ભૂતકાળને ભૂલી બિરાદરી કેળવ-વાની સાહજિક વૃત્તિનાં અભિનંદનીય દર્શન કરી મને ગૌરવ અનુભવ્યું! પડખે જ મુસ્લિમોએ તોડેલું ખંડિત જૈન મંદિર મસ્જિદ રૂપે ઊભું હતું!

દરગાહની આગળ અદ્ભુતતાનો દબદબો હતો. કોઈક અનેરું અમાનુષી વાતાવરણ વિસ્તર્યું હતું. કોઈક ઇસ્લામી બિરાદરો ઘૂંટણિયે પડી દરગાહને વંદના કરતા હતા. કોઈક ઊભા ઊભા કલમાઓ પઢતા હતા. સ્ત્રી અને પુરુષોનો મોટો જમેલો જામ્યો

હતો. કોઈ રૂપમઢી બુરખાધારી નૂરજહાં નૂરેઅલ્લાને નમી રહી હતી. નૂરની ખૂમારી ભરી નૂરજહાંઓ પણ અંતે તો આ સંતની જેમ કબરમાં જ પોઢી ગઈ એનું જાણે ભાન હોય એવી અદબભરી એની વંદના હતી. ગુલાબની અને અગરની મહેક હવામાં ફેલાતી હતી. ગુલો અને ગુલબદન કબરને ચરણે ઢળ્યાં હતાં. એક મુસલમિન માર્ગદર્શક અમને માથે રૂમાલ બંધાવી દરગાહ પાસે લઈ ગયો. અમે દરગાહને નમન કર્યું. પછી દરગાહના જુદા જુદા વિશાળ એક એક મસ્જિદ જેવા મોટા ખંડો એણે અમને બતાવ્યા. અકબરના વખતથી આ દરગાહની પૂજા થઈ રહી છે અને ઔરંગઝેબ જેવો સંગીત-શત્રુ પણ અહીં કવાલીના જલસા કરાવતો એ જાણી આશ્ચર્ય અને કૌતુક બન્ને થયાં.

રાજસ્થાનના નગરોના માનવશૂન્ય મોકળા રસ્તાઓથી જાણે મન કંટાળ્યું હતું. અહીં અજમેરમાં અમદાવાદની ભીડને ભૂલાવે તેવી ભીડ પૂર્ણિમાના મેળાને કારણે હતી. ભીડથી ટેવાયલાઓ ભીડ વગર અકળાઈ જાય છે એવો માન-સિક અનુભવ મને રાજસ્થાનમાં થતો હતો. અમદાવાદના ગાંધીમાર્ગ પર ફરવાનો આનંદ મને અહીં થયો.

સ્ટેશન ઉપર એક પ્યાઉ ઘર હતું. ત્યાંથી રાજસ્થાની અમૃત-મીઠું શીતળ જળ પીધું. પણ આ પ્યાઉ ઉપરથી પાણી પાનાર સજ્જન પૈસેટકે સુખી છતાં ધર્મવૃત્તિથી આ પ્રકારે વાનપ્રસ્થ

જીવન વીતાવે છે એ જોઈ જાણી એવા દેવપુરુષનાં દર્શનથી બ્રહ્માનાં પુનઃ એકવાર દર્શન કર્યાની તૃપ્તિ અનુભવી.

મરવાને વાંકે જીવતા આપણા વાનપ્રસ્થો માટે એ અવસ્થામાં જીવન ધર્મમય અને કાવ્યમય રીતે સમાજને ઉપયોગી થઈને કેવી રીતે જિવાય તેનું દષ્ટાંત તે બની રહ્યા હતા. અનેકનાં અંતર શીતળ બનાવ્યાની તૃપ્તિ તેમના મુખ ઉપર વંચાતી હતી. ખરેખર ! તે માનવ પરબ હતા ! અજમેર અમર બની મારા દિલમાં વસી ગયુ.



અચળગઢ–ચિતોડ

[ ૧ ]

નૂતવધૂ પરણ્યા પછી પ્રથમવાર સાસરેથી પિયર જતી હોય અને એના ઉરમાં ઊર્મિનાં જેવાં સંવેદનો જાગે તેવી, મેવાડ તરફ જતાં મારા અંતરની સ્થિતિ હતી. પારસી પારસના નામ સ્મરણથી જે જાતનો ઉલ્લાસ અનુભવે, અમેરિકન અંગ્રેજ ઇંગ્લિસ્તાનના સ્મરણથી જે જાતનો રોમાંચ અનુભવે એવા મારા પૂર્વજોની જન્મભૂમિ મેવાડના સ્મરણથી રોમાંચ જાગતાં હતાં. ગાડીનાં પૈડાંના ખડખડાટમાં એક જાતનું સંવા-

દિત સંગીત સંભળાતું હતું. કારણ મેવાડ તરફ એ મને લઈ જતાં હતાં. રાણા પ્રતાપના ચિતોડત્યાગ પછી યવનોના ત્રાસથી સંતાપ પામી, ધર્મરક્ષાર્થે જે લોકો મેવાડને સંતપ્ત હૃદયે નમસ્કાર કરી ચાલી નીકળ્યા; એમાં મારા પૂર્વજો પણ હતા. આ કંઈ નાનું શું ગૌરવ ન હતું! અને એટલે એકવાર ગામડે ગામડે રઝળતાં લવારિયાં પ્રત્યે ગૌરવયુક્ત આત્મીયતા જાગતી હતી. તેમણે એ જ કારણે સ્વેચ્છાપૂર્વક દેશવટો સ્વીકાર્યો હતો. સ્વાધીન મેવાડમાં આજે પૂર્વજોનાં સિદ્ધ થએલાં સ્વપ્નો સાથે હું પ્રવેશતો હતો. જીવનની અલભ્ય ધન્ય ઘડી હતી.

રાજસ્થાન પણ અજબ પ્રદેશ છે. રણની વિરૂપ ભવ્યતાથી મરુભૂમિ મારવાડ જોગંદરની શોભા ધારણ કરે છે. એને અડીને મેવાડ અરણ્ય અને જલાશયોની નિકુંજ ઘટાથી અપ્સરાઓ-ની ક્રીડાભૂમિ બની શોભે છે મેવાડના પ્રકૃતિવૈભવને દ્વિજેંદ્ર-રાયે "મેવાડ પતનમાં" જેમણુને સુપ્પે ભક્તિપૂર્ણ હૃદયે ગાયો છે—ગવડાવ્યો છે! અજબ છે માનવ મન! પરમાત્માએ જેને નંદનવન સર્જ્યું તે મેવાડને માનવીએ મૃત્યુની ક્રીડાભૂમિ બનાવી મૂકી. સ્વર્ગમાં સ્મશાનને રમતું કર્યું. જ્યાં કૃષ્ણ કનૈયા-ને રાસ રમવા ગમે એવી રમ્યભૂમિમાં, શંકરની ડાકલી ગાજી ઊઠી અને કાલભૈરવે એનું ભયાનક તાંડવનૃત્ય કર્યું! સદીએ સદીએ કુરુક્ષેત્રો રચાયાં. છતાં માનવીએ એવી અજબ ખુમારી, ત્યાગ અને બલિદાનની ન્યોછાવરી કરી કે મેવાડ અને તેમાં પણ ચિતોડગઢ શંકરની કૈલાસભૂમિ જેટલું, ભારતવાસીના

હૃદયમાં ભક્તિપાત્ર બની ગયું. તેથી તો મારી ભક્તિનો અર્ઘ્ય અર્પવા હું ચિતોડ જતો હતો.

"ગઢ તો ચિતોડગઢ ઓર સબ ગઢૈયાં" કવિ ગંગની આ ઉક્તિ અનેકવાર સાંભળી હતી. સ્થાપત્ય કલાનાં દર્શન કરી મારી તૃષા છીપાશે એવું કંઈક મનમાં હતું. પરંતુ બધા ગઢોમાં ચિતોડગઢને કવિએ શ્રેષ્ઠ તરીકે બિરદાવ્યો તેમાં તેની સ્થાપત્ય-કલાનાં મૂલ્યાંકન ન હતાં. પણ સાગરનાં મોજાંને ઝીલતા ખડકોની જેમ જે અજબની દઢતા અને ખુમારી દુશ્મનોનાં દળોના હુમલાઓ ઉપર હુમલાઓ ઝીલતાં એણે બતાવી અને એ હુમલાઓને પાછા વાળ્યા, વખતોવખત, એક વર્ષ નહીં સાતસો વર્ષ સુધી, અને તેય અણનમ મસ્તકે, તેથી તો એ ગઢ મોગલ દરબારના રાજકવિની પ્રશસ્તિને પાત્ર બન્યો હતો. એ વીરભૂમિને વંદના કરવા આજ હું આવ્યો હતો. અહીં તો હતું સ્મશાન! ધરાશાયી નગરીનાં પવિત્ર ખંડેરો. સ્મશાનભૂમિની રમ્ય બિરાદરી અને ભવ્ય બિરદાવલિઓ મારી કલ્પનાચક્ષુથી જોવાની હતી. કલ્પનાતરંગે મન ઊછળતું હતું.

આ ચિતોડ પુરાણકાળનાં ચિત્રકુટ કે ચિત્રાંગદ પર્વતને નામે પ્રસિદ્ધ હતું અને પરમ પવિત્ર મનાતું પણ પુરાણકાળને બાજુએ મૂકી, હજાર વર્ષ પૂર્વેનાં સ્મરણો તાજાં કરીએ. આપણા સૌરાષ્ટ્રના વલ્લભીપુરના પતન પછી શિલાદિત્યના કોઈ વંશજે ઈડરનું રાજ્ય સ્થાપ્યું. ભીલોની ઇતરાજીથી ઈડર

પડી ભાગતાં "બાપારાવ" નામનો એક વીર બાળક ચિતોડના રાજવી મામા માનસિંહનો આશ્રય શોધતો ગયો. તેણે અદ્ભુતનું બુદ્ધિચાતુર્ય અને રણકૌશલ્ય દાખવી સેનાપતિ પદ મેળવ્યું અને ઈ. સ. ૮૧૨માં મામુન ઉર્ફે મહમદ નામના ગીઝનીના યવન સરદારે ચિતોડ ઉપર પ્રથમ વાર આક્રમણ કર્યું ત્યારે બાપારાવે એ અરિદળોને ઠેઠ ગીઝની સુધી તગેડી મૂક્યાં. અને ગીઝનીમાં પ્રવેશી ત્યાંની રાજકન્યાને પરણી આવ્યો. આમ મધ્યકાલીન ઇતિહાસનું પ્રથમ પાન સુવર્ણ-અક્ષરે આલેખાતું મળે છે; અને તેય મારા ગુજરાતના એક વીરોત્તમ પુરુષને હાથે. બાપારાવે કૃષ્ણને પગલે ચાલી મામા માનસિંહની ગાદી પચાવી પાડી, સિસોદીઆ વંશની સ્થાપના કરી. સિસોદીઆ વંશ અનેક પરાક્રમી સ્ત્રીપુરુષના જન્મથી ધન્ય બન્યો છે.

એક ઈડરના વીર કેસરી એ ભડવીર બાપા રાવ,
વિશ્વવંદ્ય સૂરજ કુળ સ્થાપી ચિતોડ દીધ યશ છાંવ.

—ન્હાનાલાલ.

ઈ. ૮૧૨ના આક્રમણ પછી ૧૫૬૮ સુધીમાં ચિતોડ ઉપર ચારેક તો વિનાશક આક્રમણો થયાં અને ચિતોડે અનેક વાર અગ્નિસ્નાન કર્યું. ચિતોડના જેવી અડગતા અને દઢતા દર્શાવતા દુર્ગો ઇતિહાસે જોયા કે જાણ્યા નથી. પ્રસિદ્ધ ટ્રોયનો ઘેરો, ડેલ્ફીનો ઘેરો, લીવરપુર અને લીમરીકનો ઘેરો, જીંજીનો

ઘેરો, મોસ્કો અને સ્ટેલીનગ્રેડના ઘેરાઓ એ બધામાં ચિતોડ પોતાની અપ્રતિમ દઢતા, શૌર્ય, મસ્ત ખુમારી અને બલિદાનમાં અજોડ રહી શોભે છે.

વીર બાપારાવ પછી ઇસ્લામી આક્રમણનો સામનો કરવાનું સદ્ભાગ્ય રાજા અમરસિંહને વરે છે દિલ્હીશ્વર પૃથ્વિરાજને રોળવા શહાબુદીન અંગાર વરસાવતો ધસી આવે છે. અને પૃથ્વિરાજ પાણીપતના મેદાનમાં અપૂર્વ અડગતાથી સામનો કરે છે. તે વખતે પૃથ્વિરાજની પડખે રહી ગીઝનીપતિને પડકારનાર જે રાજવીઓ હતા તેમાં અમરસિંહ એક હતો. અમરસિંહ પૃથ્વિરાજની બહેન પૃથાને પરણ્યો હતો. પોતાના સાળાને સાથ આપતાં અપ્રતિમ શૌર્ય દાખવી દાવાનળ જેવી યવન સેનાને રોળતો અમરસિંહ અંતે ચિતોડપતિના નામને અમર કરી રણાંગણમાં સૂતો

એ અમરસિંહની ચોથી પેઢીએ લક્ષ્મણસિંહ ચિતોડની ગાદીએ આવ્યો. તેનો વાલી અને રક્ષક ભીમસિંહ હતો. સંસારના સૌન્દર્યની સાર સમી, શીલવતી, નારીરત્ન, લાવણ્ય-શ્રી પદ્મિની ભીમસિંહનું અંતઃપુર શોભાવતી હતી. સીતાના રૂપઘેલા રાવણે લંકા રોળાવ્યું. કૃષ્ણાના આસક્ત કૌરવોએ કુરુક્ષેત્રનો સંહાર નોતર્યો. હેલનના રૂપે ટ્રોયને ભૂમિશાયી કર્યું, પદ્મિનીના રૂપે અલાઉદીનના હૃદયના રાવણને ઉશ્કેર્યો. સ્ત્રીના લાવણ્યભૂખ્યા પશુઓએ શા શા અનર્થો નથી સર્જ્યા? પદ્મિનીના લાવણ્યે ચિતોડની વીરશ્રીને પડકારી. અલાઉદીન ક્ષાત્ર

અડગતાની ટક્કર ઝીલતાં અકળાઈ ગયો. પદ્મિનીના રૂપ-દર્શનથી સંતોષાવાની તત્પરતા અલાઉદ્દીને દર્શાવી. અને સંહાર અટકાવવા પદ્મિનીનું લાવણ્યદર્શન દર્પણદ્વારા કરવાનું નક્કી થયું. પદ્મિનીના વદનપદ્મને પ્રતિબિંબમાં પ્રગટતું જોઈ અલાઉદ્દીનનો પશુ બહેકી ઊઠયો. પદ્મિનીને વરવા, ચિતોડને દળવા અને ભીમસિંહને હણવા તે તૈયાર થયો. જગતે આશા બની, કેસરિયાંની રૌદ્રલીલા નિહાળી! અને એથી પણ ભયંકર રુદ્રના તાંડવસમી તેણે જૌહરની લીલા નીરખી. પદ્મિની ને બીજી હજારો ક્ષત્રિય લાવણ્યશ્રીઓ શીલને સાચવવા, અગ્નિમાં પડી ભસ્મ બની ગઈ! અદ્ભુત! અદ્ભુત!

બાર વર્ષના બાદલે જે અકલ્પ્ય રણકૌશલ્ય, શૌર્ય અને સાહસ દાખવ્યાં એની ઇતિહાસમાં કોઈ જોડ નથી. કેસેબી-એંકાના મૂક, શિસ્તબદ્ધ શૌર્યને અંગ્રેજ કવિએ ગાયો છે. બાર વર્ષના વીર બાદલનું, શત્રુદળને સંહારતું પરાક્રમ ગાનાર કવિ ખબરદાર રાષ્ટ્રીય શાયરના બિરુદ પામવાને કાંઈ ઓછા હકદાર નથી!

બાદલવીર! બાદલવીર!
એવો કોણ હતો નરવીર!
બાદલવીર! બાદલવીર!
ગોરાકાકા શું ત્યાં ઘૂમે
રિપુદળ ધૂળ પળે પળ ચૂમે,
રણ મુંઝાવે બાદલવીર!
બાદલવીર! બાદલવીર!

રૂપતરસ્યો અલાઉદ્દીન પદ્મિનીની ભસ્મ શિરે ચઢાવી શક્યો નહીં..પદ્મિનીની સૌન્દર્યભસ્મ સાથે તેનો અનંગ ભસ્મ થયો નહીં. જગતોદ્ધારક શિવ જે કરી શક્યા નહીં ત્યાં અલાઉદ્દીનનું શું ગજું ? કામાંધોને વધુ બહેકાવવા અનંગ તો જીવતો જ રહ્યો! અલાઉદ્દીને આ પૂર્વે ગુજરાતની લક્ષ્મી તો લૂંટી હતી, પણ ગુજરાતની સૌન્દર્યલક્ષ્મી કૌલારાણીના રૂપની પણ એણે લૂંટ ચલાવી હતી. છતાં કામાંધોની સૌન્દર્ય-તૃષ્ણા આવી અનેક માતાઓના રુધિરસ્નાનથી પણ શાંત પડતી નથી.

સંસારે સ્ત્રીને ભોજ્યા માની છે. અને સ્ત્રીએ ભોજ્યા ગણાવામાં ગૌરવ અનુભવ્યું. અબલા થવામાં, નિરાધાર ગણા-વામાં સ્ત્રીએ જીવનની સાર્થકતા અને કાવ્ય અનુભવ્યું છે. પણ પશુસમા પુરુષોની પાપવૃત્તિને સ્ત્રીએ પ્રબળ બની પડકારી નથી. જે પદ્મિની અલાઉદ્દીનના તંબુ સુધી જઈ છળ, કળ અને બળથી ભીમસિંહને છોડાવી લાવી શકી તે પદ્મિની અને તેની સાથે જૌહર કરનારી સાતસો સાહેલીઓએ પુરુષોની જેમ શસ્ત્ર ધારણ કરી દુશ્મન દળને પડકાર્યું હોત અને એમ કરીને મૃત્યુને આવકાર્યું હોત તો—! તો, ઇતિહાસ જુદી રીતે લખાયો હોત! સ્ત્રીએ શિકાર થવાની જરૂર નથી; પોતાના શિકારીના શિકારી થવા તેણે તૈયાર થવું પડશે.

શું ઇતિહાસ આ સંદેશ નથી આપતો ? પણ ઇતિહાસની

ઘટનાનાં મૂલ્ય તે જ સમયનાં નૈતિક અને સામાજિક મૂલ્યોને ધ્યાનમાં રાખી આંકવાં જોઈએ.

( વસંતતિલકા )

જે અગ્નિની જ્વલતી જ્વાલની દિવ્ય શાખે
દાંપત્યનું વિરલ મંગલ સખ્ય પામ્યાં,
તે સખ્યને શીલવતું દૃઢ રાખવાને
સહુ અગ્નિકુંડ મહીં સદ્ય વિરામ પામ્યાં.
જે અગ્નિ પાવક બની સઉ પાપ ધોતો,
તે પદ્મને સ્પરશી આજ પવિત્ર થાતો;
એ રૂપની રજત ભસ્મ લલાટ ધારી
એ અગ્નિકુંડથકી પદ્મ પ્રફુલ્લ ખીલ્યાં.

[ ૨ ]

ફિનિક્સ પક્ષી વિષે મિસરવાસીઓમાં એવી માન્યતા પ્રવર્તે છે કે એ વખત આવે પોતાનામાંથી એક આગ ઉત્પન્ન કરે છે અને તેમાં જ જલી જઈ પાછું પોતાની જ ભસ્મમાંથી પુનર્જીવન પામે છે. આપણા ઇતિહાસમાં ચિતોડગઢને ફિનિક્સ સાથે બરોબર સરખાવી શકાય. અલાઉદ્દીન ચિતોડગઢને આગ ચાંપે તે પૂર્વે જ ચિતોડવાસીઓએ સ્વયં આગને પ્રજાળી દીધી. ચિતોડનું લાવણ્યમયી સ્ત્રી જગત, જૌહર કરી જલી ગયું અને પુરુષો, સમશેરોની રમણા વચ્ચે, મૃત્યુની મહેફિલ માણતા માણતા ધરાશાયી થઈ ગયા. જાણે શંકરે

સ્મશાનની રાખનું અબીલ ઉરાડયું અને રક્તની પિચકારીઓ ભરી ધૂળેટી ખેલી.

પણ એ રાખના ઢગલામાં પુનઃ ચિતોડમાં સળવળાટ જાગ્યો. ધીરે ધીરે આળસ મરડી ચિતોડ એની પૂર્વ કળાને મેળવતું ટટાર થયું. વીર હમીરે પોતાનાં પરાક્રમોથી ચિતોડની કીર્તિને કળશ ચડાવ્યો અને પછી ચિતોડની ગાદી ઉપર આવ્યા કુંભારાણા. કુંભારાણા એની વીરતા માટે અને રણકૌશલ્ય માટે જેટલા પ્રસિદ્ધ છે તેટલા જ પ્રસિદ્ધ છે તેમની સ્થાપત્યની કલાની આરાધના માટે. બત્રીસ તો એમણે નવા કિલ્લા બંધાવ્યા. ટોડ મહાશય તેમણે બંધાવેલી ઋષભદેવજીના નામ ઉપરની અટારીની સ્થાપત્ય શૈલી ઉપર વારી જાય છે અને કલામંદિરની અવદશા ઉપર અફસોસનાં આંસુ સારે છે. કુંભારાણાએ જૈન ધર્મ સ્વીકાર્યો હતો. કુંભાજી કવિહૃદયી હતા. તેમણે ગીતગોવિંદ ઉપર ટીકા લખી છે.

ટોડ મહાશય કુંભારાણાની સાથે મીરાંના વિવાહની કથા સાંકળે છે. પણ એ વાત વર્તમાન ઇતિહાસકારો ખોટી ઠરાવે છે. જૈનધર્મી કુંભાજીનું હૃદય વૈષ્ણવનું ન હોત તો તે ગીતગોવિંદ તરફ આકર્ષાય જ શી રીતે ? કુંભારાણાએ એક ઝાલાવાડી રાજકન્યાનું હરણ કરેલું. મંદોરના રાજકુંવરને એ કન્યા મનથી વરેલી. પણ કુંભારાણાની સામે આ રાઠોડ રાજકુમારનું શું ગજું ? આ ચક્રવાક યુગલ જીવ્યાં ત્યાં સુધી એક-

બીજાના વિરહમાં તરફડયાં. કુંભાજીના મહેલ ઉપર ઝાલાવાડી રાણી એક દીવો રાત્રે પેટાવતી અને એનું દર્શન કરી મંદારનો રાજકુમાર પોતાનો પ્રેમદીપ જલતો રાખતો.

" ન જાને કયા હૈ દિલકી રાહ."

કુંભારાણાના પરાક્રમથી બળી ઊઠેલા માળવા અને ગુજરાતના મુસલમાન નવાબો પ્રબળ લશ્કરો સાથે ચિતોડ ઉપર ચઢી આવ્યા. રાણાએ બંને લશ્કરોને પોતાની તાકાતથી ધૂળ ચાટતાં કરી નાખ્યાં અને ગુજરાતના નવાબ મહમદ ખિલજીને જીવતો કેદ પકડયો. કુંભાજીએ એની સ્મૃતિરૂપ નવ માળનો વિજયસ્થંભ ઊભો કર્યો. કુંભારાણાની યશકથા લલકારતો આજે પણ ચિતોડગઢ પર એ ઊભો છે; કલાકારીગીરીના વિજયકુંભ સમો.

ચિતોડની કૂખે સંગ્રામસિંહ જન્મે છે. ઇતિહાસે એના જેવો રણજોદ્ધો ભાગ્યે જ જોયો છે. હિંદુપતની પુનઃસ્થાપનાનાં સ્વપ્નાં એણે ઘડયાં છે. એણે તકને પારખી લીધી છે. ૧૫૦૯માં એ ગાદીનશીન થાય છે. લોદી સલ્તનતનાં મૂળ ઉખેડવા એ કટિબદ્ધ બને છે. દિલ્હી અને માળવા સાથે અઢાર વખત જુદ્ધે ચડે છે. શું ધીરજ! શું ખંત! શું નિશ્ચયબળ! શરીર ઉપર એંશી ઘા ઝીલનાર, એક હાથ અને એક પગ ખોનાર એ ઇબ્રાહીમ લોદી સામે યુદ્ધે ચડનાર વીરનું ગૌરવ ઇતિહાસે પૂરતું કર્યું નથી. વિભૂતિપૂજામાં આ જમાનો નબળાઈ જુએ છે, વિભૂતિનું ગૌરવ નહીં કરનાર સમાજમાં વિભૂતિઓ જન્મતી નથી!

ઇબ્રાહીમ લોદીનાં મૂળ ઉખેડવા કહે છે કે રાણાએ બાબરને નિમંત્રણ મોકલ્યું, બાબર મહમદ ગઝનીને પગલે દિલ્હી લૂંટી ચાલ્યો જશે અને પછી ખોખરી થયેલી સલ્તનતના પાયા ઉખેડી શકાશે એ ગણત્રીએ. પણ એ ગણત્રી ખોટી ઠરી. બાબરે પાણિપતમાં વિજય મેળવી દિલ્હીશ્વર થવાનો નિર્ણય કર્યો. રાણાએ ભૂલને માપી લીધી. અને બાબરની સામે કનવાના યુદ્ધમાં રાણાજી સંગ્રામે ચઢયા. બાબરનાં સૈન્યો રાણાના પરાક્રમથી હતવીર્ય બની ગયાં અને છતાં બાબર જીત્યો. સૈન્યને ચડાવેલા ધર્મઘેનથી? ના. ભાલા બરછી સામે આગ વરસાવતી ભારતના રણમેદાનમાં પ્રથમ જ નજરે પડેલી તોપોથી? ના. વોટર્લુમાં વીલિંગ્ડન, વીર નેપોલિયનને હરાવી શકયો. તાકાતથી નહીં નેપોલિયનના સેનાપતિ ગ્રુશરના દગાથી. રાણો કનવાના યુદ્ધમાં હાર્યા. કારણ રાણાના સાથીદાર શિલાદિત્યના દગાથી. શરીરના ઘા સંગ્રામસિંહ ઝીલી શકયા. આ દગાના ઘાને ઝીલી નહી શકયા અને હાર્યા. એંશી વર્ષના બુઢ્ઢા સંગ્રામસિંહ ચિતોડ છોડી અરવલ્લીમાં ચાલ્યા ગયા. મુસલમાની સલ્તનતને મૂળમાંથી ઉખેડવાની પ્રતિજ્ઞા સાથે. રાણાની યુદ્ધભૂખથી મંત્રીઓ પણ થાકયા અને રાણાને ઝેર દેવાયું.

મેવાડ ઉપર વિક્રમસિંહ ગાદીનશીન થયો. વિક્રમસિંહ સંગ્રામસિંહનો પુત્ર હતો એટલે પરાક્રમમાં પાછો પડે તેમ ન હતો પણ સ્વભાવે સંભાજી જેવો હતો. સામંતોને છોડી

તેણે હલકા દરજ્જાના નોકરોનો સાથ શોધ્યો હતો. અને સામંતોના અસંતોષનો લાભ દુશ્મનોએ ઉઠાવવાનો નિશ્ચય કર્યો. ગુજરાત ઉપર મેવાડના રાજવીરે ચઢાઈ કરી, તેના નવાબ મુઝફ્ફરને કેદ કરી ચિતોડ આણ્યો હતો તેનું વેર લેવા બહાદુરશાહ અને માળવાનો સૂબો પ્રબળ સૈન્ય સાથે ચડી આવ્યા. વિક્રમસિંહ બુંદીના લીચા તરફ ગયો હતો ત્યાં માર્ગમાં જ એને દુશ્મન લશ્કરે ઘેરી લીધો. અને પછી અનર્ગળ સૈન્ય ચિતોડ ઉપર ચઢી ગયું. અસતુષ્ટ સામંતો અપમાન ભૂલી ગયા અને ચિતોડના રક્ષણ માટે કટિબદ્ધ થયા ગઢના દરવાજા બંધ કરવામાં આવ્યા. તોફાની સમુદ્રનાં મોજાંની જેમ શત્રુનાં દળ ગઢ ઉપર આવી આવી ટકરાવા લાગ્યાં શત્રુદળે કિલ્લામાં સુરંગ ચાંપી સુરંગ ફૂટતાં જ કિલ્લામાં મોટું ગાબડું પડયું. અને ૪૫ હાથ નીચે જમીન ઊતરી ગઈ. પાંચસો હાડાવીરો જમીનમાં જ દટાઈ ગયા. કહે છે કે સંગ્રામસિંહનાં રાણી કર્ણાવતીએ પોતાની મદદે આવવા બંગાળમા બેઠેલા બાદશાહ હુમાયુને કહેણ સાથે ભાઈ કરી રાખડી મોકલી ગઢને દુશ્મન દળથી બચાવા સત્તો અને દાદુએ અપૂર્વ પરાક્રમો કરી પ્રાણ પાથર્યા. ચારણોએ આ વીરોને કવિતામાં અમર કર્યા છે. ગાબડું મોટું હતું. રાઠોડકુમારી રાણી જવાહિરબાઈએ શસ્ત્ર ઉપાડયાં અને દુશ્મન દળને ખાળવા રણચંડી બની ગાબડા તરફ ધસી ગઈ. ભારતનાં વીર નારીરત્નોમાં અકબર સામે ઝઝૂમનાર ચાંદબીબી, મધ્ય પ્રદેશની ગોંડ રાણી દુર્ગા, અને અંગ્રેજોને હંફાવનાર રાણી

લક્ષ્મીબાઈની હરોળમાં એ ઊભી રહી શકે તેવું અદ્‌ભુત પરાક્રમ આ ચિતોડના જવાહર સમી જવાહિરબાઈએ દર્શાવ્યું. દુશ્મન દળનો ધસારો રોકવા, એ શત્રુદળમાં ઘૂસી ગઈ શત્રુદળ પણ ક્ષણભર મૂંઝાઈ ગયું. આગ સામે આ કુસુમાંગિની ખેલ ખેલી રહી. શત્રુદળને વીંધે જ ગઈ. અને અનેક સમશેરોના ઘાવ ઝીલી, "જય ચિતોડ", "જય એકલિંગ"નો ઘોષ કરી એ ઢળી પડી. અદ્‌ભુત ! અદ્‌ભુત !

જ્યારે ગઢ પડશે જ એમ લાગ્યું અને કોઈ જ આશા રહી નહીં ત્યારે પુરુષોએ કેસરિયાં કરવાનો નિર્ણય કર્યો અને પોતાના પતિ, બંધુ અને પિતાને નિશ્ચિંત કરવા સ્ત્રીઓએ જૌહર કરવાની તૈયારી કરી. મેટો અગ્નિકુંડ જલાવવામાં આવ્યો. નીચે દારૂગોળાને ભંડારવામાં આવ્યો અને એક નહીં, સો બસો નહીં, તેર હજાર સ્ત્રીઓ, રાણી કર્ણાવતીની સાથે અગ્નિમાં કૂદી પડી ! ઇતિહાસે પદ્મિનીના આત્મબલિદાનને જે ગૌરવથી ગાયું છે તેવુ આ પ્રસંગનું ગૌરવ કર્યું નથી. એકાદ નવલકથા કે નાટકમાં પણ નહીં, મહાકાવ્યમાં અમર બને તેવો આ પ્રાણવાન પ્રસગ છે. રાજસ્થાન રંગ છે ! રગ છે તારી વીરાંગનાઓને !! રંગ છે તારા વીર પુરુષોને ! અને રંગ છે ચિતોડને !

નચિંત બનેલા ચિતોડવાસીઓ દુશ્મન દળ સામે રણે ચડયા. બત્રીસ હજાર માનવોએ ચિતોડની સ્વતંત્રતા માટે અને ચિતોડના ગૌરવ માટે પોતાનું બલિદાન આપ્યું.

હુમાયુ પોતાની ધર્મની બહેનની વહારે ધાતો દડમજલ કરતો ચિતોડ ભણી આવી રહ્યો છે, જાણી બહાદુરશાહ જીવ લઈને નાઠો અને દીવમાં પોર્ટુગલનો આશ્રિત બન્યો. ત્યાં પોર્ટુગીઝોની સમશેરનું આતિથ્ય ભોગવી રામશરણ થયો. અફસોસ! હુમાયુ મોડો પડયો. વિક્રમસિંહે ચિતોડની વીરાંગનાની રાખને હવામાં ઊડતી જોઈ અને ઠેર ઠેર મૃતદેહોને ચિતોડની ધરતીમાં રગદોળાતા જોયા.

ચિતોડ! તારા રંગ હજી પણ ઇતિહાસે જોવાના છે.

કર્ણાવતીએ હુમાયુને મોકલેલા રક્ષાબંધન પછી એ આજે મેવાડ પ્રદેશની પ્રણાલિકા બની ગઈ છે. દરેક નારીને એકાદ ધર્મ ભાઈ હોય છે અને પોતાની ધર્મ બહેનની 'રાખી' હાથ પર ધારણ કરવામાં પુરુષ ગૌરવ અનુભવે છે. ધર્મ બહેન માટે આ ધર્મ ભાઈ પ્રાણાર્પણ કરવામાં જીવનનું ગૌરવ અનુભવે છે. પ્રેયસી ભાવ માનવી કોકજ સ્ત્રી માટે ધારી શકે પણ ભગિની ભાવ તો અનેક સ્ત્રી પ્રત્યે દાખવી શકે. સ્ત્રી પ્રત્યેની પુરુષ-દૃષ્ટિમાં પરિવર્તન લાવવા આ પ્રણાલિકા મેવાડ પૂરતી જ નહિ, ભારતવ્યાપી બની જવી જોઈ એ. અરે! ઇતિહાસ ગર્વ સાથે નોંધ લે છે કે ધર્મજડ ઔરંગઝેબ પણ પોતાના હાથ ઉપર આમ કોકની મોકલી રાખી ધારણ કરવામાં ગૌરવ અને ગર્વ અનુભવતો!

વિક્રમસિંહે ચિતોડના સર્વ નાશમાંથી પણ પદાર્થપાઠ ના

લીધો. પૂર્વવત્ એ સામંતો પ્રત્યે તોછડું વર્તન દાખવવા લાગ્યો. સંગ્રામસિંહની રખાતના પુત્ર વનવીરની મદદ લઈ સામંતોએ વિક્રમાદિત્યને પદભ્રષ્ટ કર્યો. અને સંગ્રામસિંહના બાલકુંવર ઉદયના રક્ષક તરીકે તે સત્તાનશીન થયો. રાજ્લોભ શું કરી નથી શકતો ? ઉદયસિંહનું કાટલું કાઢી ગાદીપતિ થવા વનવીરે કાવતરું રચ્યું. પણ પન્ના દાસીએ પોતાના પુત્રનું બલિદાન આપી રાજબીજને બચાવી લીધું. પદ્મિનીને જગત જે ભક્તિથી સ્મરે છે એ જ ભક્તિથી પન્નાને જગત પ્રેમપૂર્વક યાદ કરે છે. સમશેર વિનાનું આવું ખમીરવંતુ શૌર્ય તો મેવાડની નારી જ બતાવી શકે !

[ ૩ ]

વનવીર પણ ગયો અને રાણા પ્રતાપનો જનક ઉદયસિંહ મેવાડની રાજગાદી ઉપર આવ્યો. ઉદયસિંહ વૈભવ અને વિલાસમાં ઉદ્યુક્ત રહેવા લાગ્યો. વારાંગનાના બાહુપાશમાં ફસાઈ રંગરાગમાં રાચવા લાગ્યો. દિલ્હીશ્વર અકબરનું સ્વપ્નું હતું, જગદીશ્વર થવાનું. મેવાડ જ એ સ્વપ્નની આડે હતું. સ્વાતંત્ર્ય માટે મેવાડનો ચિતોડગઢ અનેક વિનાશક ટક્કરો ઝીલી ઉન્નત મસ્તકે ઊભો હતો. અકબરને ઉદયસિંહની મોહનિદ્રા ચિતોડ ને નમાવા અનુકૂળ જણાઈ અને મોગલ તાકાત મેવાડને નમાવા ધસી ગઈ. ઉદયસિંહે અકબર સામે ટક્કર લેવા સમશેર ઉપાડી પણ ઉદયસિંહ કેદ પકડાયો. ઉદયસિંહના વિલાસી સ્વભાવ-

થી કંટાળેલા સામંતો શાંત રહ્યા. પણ ઉદયસિંહની રખાત વારાંગના અણચિંતવી રણચંડી બની, અકબરના સૈન્ય ઉપર ધસી ગઈ અને લશ્કરના ઘેરામાંથી ઉદયસિંહને છોડાવી લાવી. ચિતોડની વારાંગના પણ વીરાંગના બની ગઈ. ઉદયસિંહ અરવલ્લી તરફ નાસી છૂટયો. અકબરનું આક્રમણ ઉગ્ર બન્યુ. ફરી એકવાર મોગલ તોપોમાંથી આગ વરસી રહી. કિલ્લામાં ગાબડું પડયું અને માર્સડનના અભિપ્રાય પ્રમાણે અકબરે જયમલ્લને ઓળખી લીધો અને પોતાની બંદૂકની ગોળીથી વીંધી દીધો. જયમલ્લ પડયો. કિલ્લાના સૂર્યદ્વારના રક્ષણની જવાબદારી સોળ વર્ષના પત્તેએ લીધી. પત્તેનાં પરાક્રમ જોઈ અકબરે પણ મોંમાં આંગળાં નાખી દીધાં. આવા તેજસ્વી બાદલવીર અને પત્તેનાં પરાક્રમોથી આપણે હવે આપણા કિશોરો અને કુમારોને વંચિત રાખીએ છીએ. અને ભારતના સ્વાતંત્ર્યના રક્ષણ માટે તેઓ મરી ફીટે એવી તેમની પાસે આપણે અપેક્ષા રાખીએ છીએ. ધન્ય છે આપણા કેળવણીકારોને !

ફરીથી ચિતોડના વીરોએ કેસરિયાં કર્યાં. આઠ હજાર વીરો "જય એકલિંગ, જય ચિતોડ"ના ઘોષ સાથે દુશ્મન દળ ઉપર તૂટી પડયા અને ઘાસની જેમ કપાઈ મૂઆ. ચિતોડ-ના રાજમહેલ નજીક પુનઃ આગ પ્રજ્વળી ઊઠી અને ચિતોડની એ રાજરમણીઓ અગ્નિમાં પુનઃ જૌહર કરી કૂદી પડી. માર્યા ગએલા રાજપુતોની જનોઈનું વજન ૭૪ાા મણ થયું. કેવો

ભીષણ રક્તપાત ? કેવો ભીષણ એ વિનાશ !

અકબર, જયમલ અને પત્તાનાં પરાક્રમોથી એવો તો મુગ્ધ બન્યો કે તેમની આરસ પ્રતિમા ઘડાવી દિલ્હીના મુખ્ય દરવાજા ઉપર તેણે ઊભી કરી.

ચિતોડના આ આથમણા રંગ કેવા ભવ્ય, કેવા મુગ્ધકર, કેવા કામણભર્યા છે !

ચિતોડ ભસ્મીભૂત બન્યું અને મેવાડ બેચિરાગ બન્યું. ત્રણત્રણવાર અરિદલોના ક્રોધાગ્નિમાં જવલી ખાખ બની પુનઃ જીવંત બનનાર ચિતોડની જોડ ઇતિહાસે જાણી નથી. Tale of Two Citiesમાં એ નગરોના ગૌરવવંતા પ્રસંગને ડીકન્સે અમર બનાવ્યો છે ચિતોડના આ ભવ્યરમ્ય પ્રસંગને અમર કરનાર કોઈ મહાકવિ કે મહાનવલનિવેશ કેમ જન્મ્યો નહીં હોય ? આપણું આ શું દુર્ભાગ્ય નથી ?

ઉદયસિંહની નામર્દાઈની શરમને ધોનાર પ્રતાપી પ્રતાપ પિતા પછી ગાદી ઉપર આવ્યો. ચિતોડ ઉપર પુનઃ સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવવાના સંકલ્પ સાથે, એ કટિબદ્ધ થયો. સમગ્ર ભારતની તાકાત અકબરને શરણે ઝૂકી પડી હતી. રાણા પ્રતાપની અડગતાને ડગાવા માટે કમર કસી ઊભી હતી સમુદ્રના તોફાની તરંગોની સામે ટક્કર ઝીલનાર ખડકની જેમ રાણા તે તોફાન સામે અવિચળ ઊભા રહ્યા. અંબરનરેશ માનસિંહે પ્રતાપને અકબરનો તાપ દર્શાવી પોતાની જેમ શરણાર્થી બના-

વવા નિષ્ફળ પ્રયત્ન કરી જોયો. પ્રતાપના આતિથ્યમાં માનસિંહને આદરને બદલે અપમાન પીરસાએલાં લાગ્યાં અને પરિણામે અકબરનાં સૈન્ય સલીમના નેતૃત્વ નીચે રાણાને દબાવવા અને દળવા ચડી ગયાં. રાણાએ મહેરામણ જેવા વિશાળ યવન દળનો સામનો હલદીઘાટના મેદાનમાં કર્યો. જય એકલિંગના નાદ ગાજી ઊઠયા! અગ્નિતરંગ સામે વનરાજિ જંગે ચઢે અને એની જે સ્થિતિ થાય તેવી રાણા પ્રતાપના સૈન્યની સ્થિતિ થઈ. ઘાસની જેમ તેઓ કપાઈ જવા લાગ્યા અને છતાં મૃત્યુની મસ્ત મહેફિલ માણતા હોય તેમ રાણો અને રજપુતો જંગમાં ગુલતાન બની ઘૂમવા લાગ્યા. સલીમના હાથી ઉપર ચેતક ટેકવી તેના વજ્ર સમા હોદ્દાને ભેદવાનો મસ્ત પ્રયત્ન રાણાએ અજમાવ્યો રાણાને ઝાલા રાણા માનસિંહે વાર્યો. રાણાનું છત્ર ખેંચી લઈ શત્રુદળને પોતાના શિકાર માટે નોતર્યું. ગણપતરામ ભટ્ટે પોતાના 'પ્રતાપ' નાટકમાં ઝાલારાણાની આ વીરતાને કાવ્યમય વાણીમાં લલકારી છે. પ્રતાપ હલદીઘાટ છોડી નાઠા. નહીં, તેમના પ્રતાપી અશ્વ ચેતકે પોતાના માલિકને બચાવવા દોટ મૂકી! એક ઝરણું કૂદતાં ચેતકે પ્રાણ આપ્યા. સિકંદરનો સફેદ અશ્વ, પૌરસનો વફાદાર હાથી, લાખા વણઝારાનો દંતકથામાં અમર બનેલ વફાદાર શ્વાન અને રાણા પ્રતાપનો વફાદાર ચેતક અને ઝાંસીની રાણીનો અશ્વ; આ મૂંગાં પ્રાણીઓએ પણ ઇતિહાસ નિર્મ્યા છે અને લોકહૃદયમાં અને ઇતિહાસમાં પોતાનાં નામ અમર કર્યાં છે!

હલદીઘાટની હાર કે અકબરનું પ્રચંડ સૈન્ય રાણાને નમાવી ના શકયાં. પણ આશરો શોધતાં, મારમાર કરી જીવતાં અને ભૂખે મરતાં પોતાનાં સંતાનનું દુઃખ વત્સલ પ્રતાપને અભિભૂત કરી ગયું! અકબરને શરણે થવાની વિનતિ પાઠવી પ્રતાપનો ટેક અને લાજ ત્યારે બે જણે સાચવી. બિકાનેરના કવિ રાજપુત્ર પૃથ્વીરાજે અકબરના દરબારમાં પ્રતાપનો સાચો પત્ર ખોટો ઠરાવીને અને ભામાશાએ પ્રતાપને પોતાનો વર્ષોથી સીંચેલો ધનભંડાર ચરણે ધરી દઈ ને વણિક વીરતા કેવી હોઈ શકે તેનું અનોખું દૃષ્ટાંત પૂરું પાડયું પ્રતાપ, વીર ભામાશા, વીર ઝાલારાણા માનસિંહ અને હલદીઘાટની રણભૂમિ ચિતોડના અમર ઇતિહાસમાં ભળી ગયાં.

આજ વીરભૂમિમાંથી પ્રેમદીવાની મીરાં નિર્માઈ!

'રાધા મીરાં બન કર આઈ'

રાધાએ મીરાં રૂપે જન્મ લીધો અને એના કૃષ્ણ સાંવરા પાછળ ઘેલી બની. કુટુંબીઓના ક્રોધને પદ્મિનીના તેજથી તેણે પડકાર્યો. છળકપટને ઝીલતાં ઝીલતાં તેણે મસ્ત બની તેના સાંવરિયાને ગાયા જ કર્યો.

મીરાં જેવું મસ્ત સ્રીત્વ જગતે જોયું નથી તેનામાં પદ્મની કુમાશ છે અને ખડકની ધાર જેવી તીવ્ર કઠિનાઈ છે. વિદ્યુતનો મસ્ત ચમકારો છે અને કૌમુદીની શીતલ સૌમ્ય પ્રભા છે. ઉમા, સીતા અને રાધાને ભારતનાં વાસીઓ જે ઉત્કટતાથી સ્મરે

છે એ જ ઉત્કટતાથી મીરાં લોકહૃદયમાં વસી ગઈ છે. હિંદને એક સીમાડાથી બીજા સીમાડા સુધી આબાલવૃદ્ધ આસ્તિક જનો જે કોઈ સંતને સ્મરે છે તેમાં મીરાં અગ્રપદે છે. લોકો મીરાંનાં ગીત મીરાં બની ગાય છે. મીરાં તેમને મન ગઈ-ગુજરી હકીકત નથી; તેમના શ્વાસઉચ્છ્વાસ સાથે સભર ભરેલી એ જીવંત ચેતના છે. મીરાં ચિતોડની નહીં, મેવાડની નહીં, સમસ્ત ભારતની આત્મિક સંપત્તિ છે. ભારતની કઈ કવિત્વ વિભૂતિ, તુલસી, કબીર, સુરદાસ અને મીરાંની જેમ રાષ્ટ્ર-હૃદયને મધ્યયુગ પછી સંવેદન ભરી આટલી હદે રમાડી શકી છે ? આજ ચિતોડની ભૂમિ છે જે ઉપર પદ્મિનીએ પોતાનાં રૂપનીતરનાં પગલાં પાડયાં છે અને તેની ભસ્મમાં એ ભળી ગઈ છે. આ એ જ ચિતોડ છે જ્યાં મીરાંએ લોકનિંદાની પરવા કર્યા વિના—

> "સાધુ સંગ બેઠ બેઠ લોક લાજ ખોઈ" અને
> અબ તો બાત ફેલ ગઈ જાને સબ કોઈ
> રાણે ભેજ્યા બિખકા પ્યાલા પીને મસ્ત હોઈ.

એમ મસ્ત બની ગાયું છે.

> મીરાં પ્રભુ લગન લાગી હોની હો સો હોઈ

કહી જગતની ઉપેક્ષા કરી છે ! ધન્ય ચિતોડ, ધન્ય તેના વીરોત્તમોને અને ધન્ય તેની વીરાંગનાઓ અને ધન્ય ધન્ય કૃષ્ણ-ઘેલી મીરાંને !

[ ૪ ]

આંખ ઊઘડી ત્યારે પૂર્વનાં દ્વારો ખૂલી ગયાં હતાં અને સુવર્ણનો ચકચકિત ધગધગતો રસ તેજકુંભમાંથી ઠલવાઈ રહ્યો હતો. આપણા પૂર્વજોએ સૂર્યનું દીધું સુવર્ણ ઝીલી ધન્યતા અનુભવી હતી. આજે એ સૂર્ય દેવતાને મેં વંદન કર્યાં-

प्रातर्नमामि तमसः परमर्कवर्ण्यम् ।

ચિતોડની ગિરિમાલા નજરે પડી. જ્યાં જીવનમાં એકવાર જઈ વંદના કરી આવવાની મારા મને કામના સેવી હતી તે વીરભૂમિનાં દર્શને દિલમાં જે ઊર્મિ તરંગો જાગવા જોઈએ તે જાગતા જ ન હતા. ચિતોડગઢ ઉપર ચઢાશે શી રીતે? હૃદયરોગના આક્રમણમાંથી હું બચ્યો હતો અને હૃદયરોગીને ઊંચે ચઢવાના અધિકાર ઉપર ડૉક્ટરોએ મનાઈ હુકમ ફરમાવી દીધો હતો. શું થશે! પ્રવાસપંડિત અમારા બિહારીભાઈ કહેતા હતા કે ઉપર લઈ જવાનું કોઈ સાધન નથી. ડોળી મળે તો મળે. અને મળે તો પણ ભારે કિંમતે. જીવતે જીવત આમ કોઈને પૈસા આપી ખભે ચડી અને પાછા હાસ્યપાત્ર અને દયાપાત્ર થવાની મનની તૈયારી ન હતી. પણ મનમાં જરાક ધરપત હતી. મારી પુત્રી ચિ. પ્રતિભાનો પત્ર જયપુરમાં મળ્યો હતો અને તેણે ચિતોડમાં ઘોડાગાડી મળે છે અને તમે ગમે તે ખર્ચો કરી ગઢ ઉપર જજો જ એમ આગ્રહથી લખ્યું હતું. પણ ચિતોડ સ્ટેશન આવ્યું અને અમારા સ્વાગત અર્થે

આવેલા સ્થાનિક શિક્ષક મિત્રોએ ગાડીઓની વ્યવસ્થા કરી અને પછી તો મારું મન મીરાંની જેમ પગે ઘૂઘરા બાંધી નાચી ઊઠયું: વાહ! મારા પ્રભુ! મારી મનઃકામના સિદ્ધ થશે જ, હવે તો તારી કૃપાથી.

ગાડીઓની હારમાળા જ રચાઈ ગઈ. વર વગરની જાનની તૈયારીઓ થઈ ગઈ! સિત્તેર જેટલા માણસોને ગાડીમાં સમાવવા માટે દસ પંદર ગાડીઓમાં વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ, શિક્ષક શિક્ષિકાબહેનો ગોઠવાયાં! છેલ્લી ઘોડાગાડી અમારે સદ્ભાગ્યે રહી. નરસિંહ મહેતાની વહેલ સાથે સરખાવાય એવો ગાડીનો દીદાર હતો. ચકેચક જૂજવાં, સાલેસાલ જૂજવાં અને અશ્વરાજ કોની સાથે સરખાવું! ડૉન્કવીકઝોટના રોઝીનાંતની હરીફાઈમાં ઊતરે અને તેનું પણ પાણી ઉતારે એવો એ ઘોડો હતો. મને તો ઋતુપર્ણનો વરઘોડો યાદ આવ્યો. અમારો રથી બાહુક સાથેની સ્પર્ધામાં પાછો પડે તેવો ન હતો. સૌ. મંજુબેન કે ચિ. મુદ્રિકા માફ કરે તો જાની સાહેબ ઋતુપર્ણ જેવા ઓજસ્વી લાગતા હતા. હું અને ચાચા સાજન મહાજનમાં શોભીએ તેવા હતા. બાહુક રથી અશ્વમંત્ર ભૂલી ગયો હતો કે શું પણ અશ્વ ગતિમાં આવ્યો જ નહીં. ધીર ગંભીર ચાલે જાનમાં ચાલતા સાજન મહાજનના ગૌરવને તે જાળવી રહ્યો હતો. મંદ મંદ આગલા પગ ઉપાડે તો પાછલા પગ પહોળા કરી અષ્ટાવક્ર ઋષિના દંડવત નમસ્કાર જેવો અભિનય કરતો હતો.

તૂટયા ફૂટયા બુરજ નજરે પડતા હતા. જ્યાં રહી ચિતોડના

વીરો શત્રુ સેના ઉપર તીર વરસવતા હતા ત્યાં સીતાફળીના ઝૂંડનાં ઝૂંડ પહેરેગીર થઈ ઊભાં હતાં શું સમયની પણ બલિહારી છે! Dust thou art to dust returnest એવો વિષાદ ભર્યો નિશ્વાસ નીકળી ગયો. ભૂતકાળની આ તો ભવ્ય સ્મશાનભૂમિ હતી! ગુજરાતની અસ્મિતા ગાનાર કવિહૃદયી નવલકથાકાર શ્રી મુનશીએ અણહીલવાડની બેહાલ ભૂમિ જોઈ કહ્યું હતું તે જ વાત ચિતોડની આ ભૂમિ વિષે લાગુ પડતી હતી: આ ઈંટ મટોડાં નથી, પણ ભૂતકાળનાં પવિત્ર સ્મૃતિચિહ્નો છે. અને મારું મન આનંદમય બની ચિતોડની રજે રજને વંદન કરી રહ્યું.

ચિતોડનો પ્રથમ દરવાજો આવ્યો. દરવાજા આગળ એક લાકડાનું પાટિયું ઊભું હતું તે ઉપર કઈ તારીખે આપણા જવાહર વ્રતવીર લવારિયાંને લઈ પ્રવેશ્યા તેની નોંધ કોતરેલી હતી. મન એમના વિજયપ્રવેશના આનંદમાં મસ્ત બની નાચી ઊઠ્યું. પેઢી–દરપેઢી, વર્ષો નહીં સૈકાંઓ સુધીની આ ટેક સાચવનાર આપણા અભૂત્ર વીરોને મેં વંદના કરી.

એક પછી એક દરવાજા વટાવ્યે જતા હતા. આપણા પાવાગઢના કોટકિલ્લા અને દરવાજાઓની રોનક અને ભવ્યતા અહીં કરતાં ચઢે તેવાં છે. પણ અહીંનો એક એક દરવાજો, બુરજ, અરે! એકે એક પથરો શહીદોના રક્તથી વિભૂષિત બની જે ભવ્યતાને અને ધન્યતાને પાત્ર ઠર્યો છે તેનાં દર્શન '–

જીવન અનેરી ધન્યતા અને કાવ્ય અનુભવતુ હતુ આ હનુમાન-પોળ જ્યાં વીર જયમલ અને પત્તેના પરાક્રમો જોઈ દુશ્મનોએ પણ આફરીન પુકારી હતી ગમના વફાદાર પવનસુતના દ્વારે સિસોદિયા કુલને વફાદારો એવા એ બન્ને વીરોએ પ્રાણાર્પણ કર્યા તે ભૂમિને દિલ નમી રહ્યુ !

આ ગમપોળ, અને એવી એક પછી એક પોળ વટાવી ઉપરના સમથળ મેદાન આગળ આવી ઊભા. સીતાફળના ટોપલાઓ વેચનારાં બેઠાં હતાં ચિત્રકૂટ ઉપર સીતાફળ મળે અને રામભક્ત હનુમાનના અનુજો ગેલમાં ના આવી જાય? જોતજોતામા સીતાફળના ટોપલા ખલાસ થઈ ગયા અને સીતા-ફળ, એ પણ કેવાં? સીતામૈયાના હૃદયની મીઠાશ એની પેશીએ પેશીએ ભરી હતી બીકાનેરનું લડબૂચ અને ચિતોડનાં સીતા-ફળ સ્મૃતિમાં અમર બની સ્વાદ ભરતાં થઈ ગયાં !

એક બંગાળી યુવાન જોડું અમારી સાથે થઈ ગયું. આવું સૌષ્ઠવ યુક્ત સપ્રમાણ રૂપછનકતુ યુગલ ભાગ્યે જ જોવા મળે છે. અજંટાના ચિત્રના ગાંધર્વયુગલને પણ શરમાવે તેવાં તે હતાં ઉમા મહેશ કે રામ સીતાની સાથે સરખાવાય તેવાં તે જાણે રતિ અને કામદેવ હતા આ ચિતોડની દેવભૂમિની યાત્રાએ તે આવ્યાં હતાં.

નતમસ્તકે પૂર્ણ અદબથી અમારો ભોમિયો જે ચિતોડનો ઇતિહાસ વર્ણવે તે તેઓ સાભળી લેતાં અને અમે જે જે જગ્યા

ઉપર જઈએ ત્યાં ત્યાં અમારી સાથે સાથે જોડાતાં. આ જૂનો રાજમહેલ, જ્યાં સિસોદિયા રાજવંશ વસતો. અહીં તો પદ્મિનીનાં ચરણપદ્મ ઝાંઝર ઝમકાવતાં અને કુમકુમ વેરતાં હશે. અહીં જ વીરનારી પન્નાએ પોતાના પુત્રને બલિ બનાવી ઉદયસિંહને બચાવ્યો હશે. અહીં જ કંઈક રાજકીય મસલતો અને યુદ્ધવ્યૂહો રચાયા હશે. એવા એવા ખ્યાલ કરતા અમે આગળ વધ્યા. અને અમને ભોમિયો મીરાંના મંદિરે લઈ ગયો તેમાં મીરાંએ પ્રેમલાડ લડાવેલા ઠાકુરની મૂર્તિ બિરાજી હતી અને ત્યાં પડખે જ ચિત્રકારનું સામાન્ય પ્રકારનું દોરેલું તંબૂરધારી મીરાંનું ચિત્ર હતું. આ જ ફરસ ઉપર મીરાંએ મસ્ત બની તેના સાંવરિયાની આરાધના કરી હશે અને પ્રેમઘેલા સાધુસંતોની મધ્યમાં પગે ઘૂઘરા બાંધી નાચી હશે. રાણાના ભેજ્યા ઝેરના પ્યાલાને એણે હરિસ્મરણ સાથે ગટગટાવી દીધો હશે. શું મસ્ત મહેફિલ અહીં જામતી હશે! મીરાંનું નાનકડું ગીત અહીં કેમ કોઈ લલકારતું નથી!

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને વાગી કટારી પ્રેમની.

અમે આવ્યા એક વિશાળ ચોકની મધ્યમાં કુંડ હતો ત્યાં. અમારો ભોમિયો કહે, અહીં જ પદ્મિનીએ પ્રથમવાર અને ત્યારપછી રાણી કર્ણાવતીએ અને ત્યાર પછી અકબરના આક્રમણ વખતે અહીંની સતીસાધ્વી નારીઓએ અગ્નિમાં પડી પ્રાણાર્પણ કરી જૌહર કર્યું હતું. અરે! પુરાતત્ત્વ ખાતા તરફથી ખોદાએલી

આ જગ્યાએ જૂની રાખ નીકળે જાય છે એમ કહી એક ઠેકાણે પડેલી રાખ મને બતાવી. ભક્તિઘેલું મારું હૃદય દ્રવી ઊઠ્યું.

"ઈસ મિટ્ટીસે તિલક કરો યહ ભૂમિ હૈ બલિદાનકી!'

મેં પ્રેમાવેશમાં આવી રાખને આંગળીએ લગાડી લલાટમાં ધરી. ત્યાં એક ગ્રામવાસીએ લગભગ ગુજરાતીમાં કહ્યું : અરે ભાઈ! હમણાં જ મડાયાંની રાખ નાખી છે. મારો બેટો! લોકોને આમ જ છેતરે છે! તેની વાત સાંભળી હું તો આભો જ બની ગયો. મનમાં એને ઉદ્દેશીને હું બોલ્યો : હત તારું ભલું થાય! મારું કાવ્ય તેં મારી નાખ્યું ભલા. પણ તરત જ મારા મને જવાબ આપ્યો 'ભલે એ રાખ આ ભૂમિની સતીઓની ન હો પણ તે ભૂમિને સ્પર્શી પવિત્ર બની છે! એના સ્પર્શે મારું જીવન ધન્ય બન્યું છે!'

પાસે જ એક કુંડ હતો. એક ગોખલામાંથી ચારેક ફૂટની ઊંચાઈથી એક ધોધ પડતો હતો અને તેનો પ્રવાહ એક કુંડમાં એકત્રિત થતો હતો. એકાદશીનો તહેવાર હતો. આજે ગ્રામ વાસિનીઓ કુંડમાં નાહી પવિત્ર થતી હતી. ગોખલામાંથી પાણી ધોધરૂપે પડતું હતું ત્યાં એક શિવલિંગ પાણી નીચે ડૂબેલું ગંગાધર બની જલપ્રપાતને ઝીલતું હતું. આ અંધારિયા ખૂણામાં ધોધને કેમ વાળ્યો હશે અને પાણી નીચે શંકરના લિંગને ડૂબેલું રાખવાનો શો હેતુ હશે? મૂર્તિભંજકોથી ઇષ્ટ-દેવને બચાવવા માટેનું આ તે ચાતુર્ય હશે કે ગંગાધરને આમ

જલપ્રપાતને ઝીલતા રાખવામાં કોઈ ભક્તિકાવ્ય છૂપાયું હશે! કોણ કહી શકે?

ચારે બાજુ તૂટેલી, આમ તેમ પથરાએલી સૃષ્ટિ અને વેરાએલી ઈમારતો પડી હતી. આ ઝરણાને જોતાં નરસિંહરાવનું "સહસ્રલિંગ તળાવ" કાવ્યની પંક્તિઓ યાદ આવી ગઈ.

> જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી
> નાસે પાસે ધસે લાડતી લાજે ઘેલી,
> તું પેં પાટણ દયા ધરંતી એ સૂચવતી
> ભલે કાળની ગતિ મનુજ કૃતિને બૂઝવતી,
> ને મુજ તનડું ઘડ્યું કોમળું પાણીપોચું,
> એ તો એમનું એમ રહે યુગ અનંત પહોંચ્યું.
> Man may come and man may go
> But I go on for ever

ટેનીસનનું Brooke મારા કાનમાં આ પંક્તિઓ ગુંજી ગયું અને પ્રકૃતિની અજર અમરતા આગળ માનવ જીવનની પામરતા જોઈ જાણી મન ચૂપ બની ગયું.

આ રાણા કુંભાનો કીર્તિસ્થંભ। ૧૨૨ ફૂટની ઊંચાઈ ધરતી આ ઈમારત સ્થાપત્યની સપ્રમાણ રચનાથી નયનરમ્ય દીસે છે. આ એક જ ઈમારત કાળની કરાળતા વચ્ચે અખંડ રહી જીવી રહી છે અને રાણા સંગના કુલોત્તમની વીરતાને ઉન્નત મુખે ગગનમાં પ્રસારી રહી છે. એને નવમે મજલે ચઢી જોવાની તાકાત નથી. પણ અહીંથી જ તેનાં દર્શન કરી કૃતાર્થ

થયું. પથ્થરમાં કંડારેલ કૃષ્ણની રાસલીલાનું નવમા મજલે કરેલું આલેખન શોભી રહ્યું છે એમ ટોડ કહે છે.

ઉપર નવમે મજલે જઈ પ્રકૃતિમાં વસેલા સાંવરાની પ્રેમ પ્રતીક્ષા મીરાંની જેમ થઈ શકે.

ઊંચે ઊંચે મહલ બનાવું બીચ બીચ રાખું બારી,
સાવરિયા કે દરશન પાવું પહર કસુંબી સાડી.

અમે પદ્મિનીના સ્નાનાગારે ગયા. 'આ એ જ ખંડ જ્યાં અલાઉદ્દીને પદ્મિનીનું લાવણ્યદર્શન કર્યું હતું.'

નીચે કુંડનાં પગથિયાં પર ઊભેલી વ્યક્તિનું પ્રતિબિંબ પાડતું દર્પણ બતાવતાં અમારા ભોમિયાએ કહ્યું અને સાથે જ કુંડના ચાળીસ પચાસ ફૂટ નીચાણમાં રહેલાં પાણી અને સોપાન પંક્તિઓને પોતાના પારદર્શક હૃદયમાં ઝીલી અને પ્રતિબિંબ પાડતી વિશાળ આરસી ભીત પર ઝૂલતી હતી. પદ્મિનીનું નામસ્મરણ થતાં જ "રે રૂપતૃષ્ણા" મારાથી બોલાઈ જવાયું અને નિસાસો મૂકાઈ ગયો.

એક નવા તૈયાર કરેલા છાપરા નીચે બે લોખંડની તોપો પડેલી હતી. એકનું નામ "ગર્વભંજન" અને બીજીનું નામ "શત્રુભંજન." આ અણુ યુગના મેગાટન બૉમ્બ આગળ આ તોપો એક ઐતિહાસિક અવશેષ રૂપે લાચાર બની જીવતર વીતાવા સિવાય બીજા કંઈ ઉપયોગની ન હતી અને પેલો "ભામાશાનો મહેલ!" લગભગ ભૂમિશાયી બનેલી ખંડિત

ઈમારતને બતાવતાં ભોમિયાએ કહ્યું. મેં એ વીરનરની સ્મૃતિને વંદન કર્યાં. અમે ત્યાંથી ભૈરવનાથના દેવાલયમાં ડોકાયા. આ જ સ્થળે રજપૂતો કેસરિયાં કરતા પહેલાં છેલ્લી ભક્તિભરી આરતીની અર્ચના લેતા હશે અને જૌહર કરતા પહેલાં રાજનંદિનીઓ આ જ ભૈરવનાથની આરતી ઉતારતી હશે અને છતાં એ ભૈરવનાથની ભૈરવી લીલા રુદ્ર મટી રમ્ય નહીં જ બની તે નહીં જ બની. ત્યાંથી અમે કાલિકાને મંદિરે જઈ કાલસ્વરૂપી રુદ્રાને હાથ જોડયા અને ગાડીમાં આવી બેઠા. ગાડીવાળે ગાડી ઉપાડી. આ વખતે અમારા અશ્વના કાનમાં જાણે રથીએ અશ્વમંત્ર ફૂંકયો કે શું પણ ઘોડો તેજ બની ચારે પગે દોડવા લાગ્યો. ગાડીવાન મુસલમાન હતો. "સાહેબ! શું વાત કરું! આ સૂર્યકુંડ બડો ચમત્કારિક હતો. અલાઉદ્દીન ચડી આવ્યો ત્યારે આ કુંડમાંથી ભગવાનની કૃપાથી નવા સવા રજપૂતો તલવાર અને ઢાલ સાથે જન્મી બહાર પડતા અને મુસલમાનો ઉપર તૂટી પડતા. મુસલમાનો તોબા પુકારી ગયા. પછી રાણાના એક સગાએ ગોમાંસથી એને અભડાવ્યો. કુંડ અપવિત્ર થતાં એ ચમત્કાર બંધ થયો. સાહેબ આપણા દેશનું બધું આમ દગામાં જ ગયું છે.' ગાડીવાન નજરે જોઈ હકીકત કહેતો હોય તેવી શ્રદ્ધાથી કહેતો હતો.

અમારો રોઝીનાંત હવે તો જહોન ગીલ્પીનના ઘોડાની શક્તિથી રેસમાં ઊતર્યો હતો. બધાને ટપી અમે સૌથી પહેલાં સ્ટેશન ઉપર આવી ગયા.

Those who ara last shall be the first. જિસસની વાણી મનમાં યાદ આવી.

પુનઃ એકવાર ચિતોડ તરફ વળી મેં નમસ્કાર કર્યાં. અને કહ્યું. નમસ્તે ચિતોડ ! કાનમાં મીરાંની નીચેની પંક્તિઓ ગુંજતી હતી—

જો તુમ છોડો પિયા મૈં નાહિ છોડું.

•

## દેવદ્વારે હરિની ખોજ

**ચિ**તોડને છેલ્લા નમસ્કાર કર્યા. ફેરફુદડી લેતી ધરતીની સાથે સાથે ચિત્તે તરંગનૃત્ય આરંભ્યું. કેવાં કેવાં રમ્ય મનોહારી ચિત્રો આંખ આગળથી પસાર થઈ ગયાં અને સ્વર્ગીય આનંદ ચિત્તમાં ભરી ગયાં! અને ઈશ્વરે મને ચિત્ર આલેખનની શક્તિ આપી હોત તો? રંગરેખાથી આલેખન કરતાં આવડતું હોત તો આ બધાં રંગદર્શ્યોને કાગળ ઉપર ઉતારી લેત અને પાછીથી મન થતાં ચિત્રોનાં દર્શન કરી પ્રવાસના મધુર આનંદને પુનઃ માણી શકત! અરે! પણ ઈશ્વર કદી તેના સંતાન ઉપર અવકૃપા કરતો નથી. ચિત્રને કાગળ ઉપર આલેખતાં નથી આવડયું તો શું થયું? એ રમ્ય ઈશ્વરી લીલાને મારા અંતરપટ ઉપર મન ભરી ભરીને હું ઉતારી લઉં છું અને ઇચ્છા થાય ત્યારે સ્મૃતિને સંકોરી હું એ દશ્યોને આંખ આગળ રમતાં કરું છું. કોણ કહેશે પ્રભુ કયારે ય તે અવકૃપા કરે છે. અમે ઉદેપુરના સ્ટેશન ઉપર આવી પહોંચ્યા.

સૂર્ય આથમી ગયો. અને પશ્ચિમાકાશમાં શુક્રનો તેજસ્વી સિતારો ચમકી રહ્યો. રાણી એલીઝાબેથની મુદ્રીમાં ચમકતું રત્ન, આ સંધ્યારાણીએ પોતાની કંઠમાળામાં ધારેલા રત્ન આગળ કેવું ફિક્કું લાગતું હતું! માનવી પ્રકૃતિનાં રત્નોની સમૃદ્ધિનો આનંદ લૂંટવાને બદલે આવી ફિક્કી સંપત્તિની

પ્રાપ્તિને માટે શું કરવા તરફડિયાં મારતો હશે? કવિ ટેનીસનની અમર કૃતિ શુક્રતારા નિહાળતાં સ્મૃતિમાં ચમકી ઊઠી.

Sunset and evenung star
and one clear call for me;
and there should be no moanig
at the bar
When I put out to sea.

\+ + +

I want to see mp Pilot face to face.

મનુષ્યની જીવનયાત્રા તેના સર્જકની શોધ માટે હોય છે. જીવન આ ધરતી ઉપરથી આખરી વિદાય લે પછી જ એ એના કર્ણધારને મળશે એવું કાંઈ ઓછું જ છે! મારો પ્રભુ એની લીલા વિસ્તારતો આપણી સામે face to face આવી કહે છે: ભલા જો! જો! હું તારી સામે જ છું. મને કેમ ભૂલી જાય છે! અને છતાં અભાગી આપણે ત્યાં પ્રભુને જોવાને બદલે ભળતું જ કંઈક જોઈ બેસીએ છીએ. મારા પ્રભુ! તું મારી સન્મુખ હસતો ઊભો છે છતાં તને નિહાળવા હું દેવયાત્રાએ નીકળ્યો છું.

સવારમાં ઉદેપુરથી કેસરિયા જવા અમારી મોટર ઊપડી. વીરભૂમિ રાજસ્થાન દેવભૂમિ પણ છે અને ત્યાં આવેલાં તીર્થધામો આધ્યાત્મિક મહત્ત્વ ધરાવે છે. એકલિંગજી એ મારા કુલદેવતા છે અને એના દર્શને જવા મારા પૂર્વજોએ શું શું

તલસાટો અનુભવ્યા હશે એની કોને ખબર છે ! ત્યાં પ્રવાસનું આયોજન થાય એ માટે બિહારીભાઈને વિનંતિ કરી અને સાથે સાથે જૈન મિત્રો અને જૈન વિદ્યાર્થીઓને પણ માનસિક સુખ મળી રહે એ માટે કેસરિયાજી જવાનું પણ ઠરાવ્યું. મોટર કેસરિયાજી જવા દોડી રહી હતી. પણ મોટરમાં કેમે વેગ આવતો ન હતો. જાણે મોટરની ઝડપ જ નથી. અરે ! ભાઈ ! ડ્રાઇવર તારી મોટરમાં જરા ઉમંગ પૂર, એને જરાક વધારે ઝડપથી દોડતી કર, અમારે કેસરિયાજી પતાવી એકલિંગજી જવું છે. મંદિરનાં દ્વાર બંધ થાય તે પહેલાં મારા દેવતાને મારે વંદના કરવી છે. મારા પૂર્વજોએ સેવેલો તલસાટ આજે હૃદયને અધીર બનાવી રહ્યો છે. એકલિંગજી ક્યારે આવે, ક્યારે એમનાં દર્શન કરું ? શા માટે આવી સંકુચિતતા ? કેસરિયાજીમાં વિરાજતા પ્રભુ જ એકલિંગજીમાં વસે છે. અરે પ્રકૃતિના અણુ અણુમાં એ દેવ વ્યાપેલો છે તેને શોધવા મૂર્ખ શું આમ વેવલો બન્યો છે ? પેલો કસ્તુરીમૃગ, કસ્તુરીની વાસથી મુગ્ધ થઈ તેને શોધવા વને વન દોડી રહ્યો છે એમ તું પણ ઘેલો બની આજ " એકલિંગજી, એકલિંગજી, " કરી રહ્યો છે ! તારા પ્રભુ તો તારામાં છે. આ બધું જ્ઞાન ચિત્તને ગમતું ન હતું. તે તો એકલિંગજી જવા તરફડી રહ્યું હતું. સુંદર પ્રકૃતિ ભરી વનરાજિ વચ્ચેથી મોટર દોડતી હતી. જીવનની જેમ કદીક ચઢાવ કદીક ઉતરાણ આવતાં હતાં.

## કેસરિયાજી

ત્યાં મોટર કેસરિયાજી આવીને ઊભી રહી. ચારે બાજુ પતરાંની પડાળી હતી–યાત્રીઓ માટે ઊભાં કરેલાં વિશ્રામ-સ્થાન જૈનોની કલાભક્તિનો જાણે કે અહીં કેસરિયાજીમાં ઉપહાસ કરતાં હતાં. મોટર પાસેના ખંડેર આગળ જ્યાં ત્યાં પેસાબના લિસોટા અને નર્કના પોદળા કરેલા જોઈ મારા મને વેદના અનુભવી. હિંદુ હોય કે જૈન યાત્રાધામ હોય, આપણું નાગરિક જીવન કેવું અનાગરિક છે તેની પ્રતીતિ કરાવતું આ દશ્ય દિલમાં વ્યથા કરી ગયું. મંદિરમાં ઋષભદેવજીની ચારેક ફૂટ ઊંચી મૂર્તિ છે અને ભગવાનને કેસર ચઢે છે. તેથી દેવતાને કેસરિયાજી કહેવામાં આવે છે. ઠેર ઠેર ઓરસિયા ઉપર ચંદન ઘસતા ભક્તજનો નજરે પડયા. મન ગુંજી ઊઠયું.

પ્રભુજી તુમ ચંદન હમ પાની.

મેવાડના રાજાઓ શિવભક્તો બને કે કૃષ્ણભક્ત બને પણ સર્વધર્મ સમભાવી એ રાજવીઓ કેસરિયાજીને પણ કેસર અર્ચના કરવાના !

કેસરિયાજીને કેસરનું ચંદન ચઢે જતું હતું અને ભડ ભડ ઘીનો દીવો તેમની સન્મુખ જલી રહ્યો હતો ! કોઈક સ્ત્રીપુરુષો ઊભાં ઊભાં ધ્યાન ધરી ભક્તિસ્તોત્રો મનમાં બોલતાં હતાં અને કોક સફેદ વસ્ત્ર પહેરી પલાંઠી મારી, નવકાર મંત્ર ઉચ્ચા-રતાં હતાં. વાતાવરણ દિવ્ય, ભક્તિસભર હતું. જૈનવિદ્યાર્થીઓ

પૂજામાં બેસી ગયા. મંદિર પુરાણું અને સપ્રમાણ હતું પણ હઠીસિંહના દેવળ કે કુંભારિયાનાં મંદિરો કે આબુજીના કલાધામની સ્પર્ધા કરે તેવું તે ન હતું. જૈનોની પૂજા ચાલતી હતી. દરમિયાન દેવદ્વારે કોઈક સુંદર જલાશય હશે એમ માની કેટલાક વિદ્યાર્થીઓને લઈ હું ચારે બાજુ ઘૂમી વળ્યો. યાત્રીઓ અને ગ્રામજનોને પૂછતાં એક કુંડ છે એમ કહ્યું પણ ત્યાં કુંડ ઉપર જતાં મેં નિરાશા અનુભવી. સેવાળ વળેલો એ કુંડ, ન હતો સ્થાપત્યસુંદર, ન હતો જલસૌન્દર્યથી ચમકતો! નિરાશ થઈ પાછા ફરી મોટરમાં બેઠા અને જૈન ભક્તો મોટરમાં આવી બેસતાં મોટર ઊપડી અને એ જ રસ્તે ઉદેપુર પાછી આવી એકલિંગજીને માર્ગે વળી.

## એકલિંગજી

મુગ્ધકર પ્રકૃતિદશ્યો નજરે પડતાં હતાં. ટેકરો ચડતી મોટરમાંથી ખીણોની નજરે પડતી શોભા મુગ્ધ કરતી હતી. જાની સાહેબ મસુરીની પ્રકૃતિલીલાનું સ્મરણ કરાવી એની આગળ આ તો કાંઈ નથી એમ જ્યારે કહેતા ત્યારે એ દશ્ય હું ક્યારે જોવા સદ્‌ભાગી બનીશ એમ થતું અને એ પ્રવાસમાં હું ના જઈ શક્યો એનું દુઃખ થતું. પણ શું કામ હું દુઃખ અનુભવું ? હિમાલયની ભવ્યતા જોયા પછી શું મને મારો પાવાગઢ રૂપાળો નહિ લાગે ? શું મારું તે પ્રત્યેનું આકર્ષણ એથી કંઈ ઓછું થશે ? તાજમહાલ જોયા પછી મારું શાહ-

હતો. પૂર્વજોનાં આદર્યાં અધૂરાં રહ્યાં હોય તે પૂર્ણ કરતા પુત્રની તૃપ્તિ મને આજે થતી હતી. ધન્ય ! પ્રભુ ધન્ય !

મૂર્તિ ત્રિમુખી હતી. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ મૂર્તિમાં બિરાજતા હતા. મહેશની મૂર્તિ સન્મુખે હતી. સામે જ ચાંદીનો બનેલો નંદી હતો અને મંદિરના ચોગાનમાં ઠીક મોટો એવો પિત્તળનો નંદી હતો, અને તેની નીચે સંસ્કૃતમાં કંડારેલો કંઈક શિલાલેખ હતો. મંદિરની પ્રદક્ષિણા કરી અને એક ઊંચા ઓટલા ઉપર દેવીઓની સુંદર મૂર્તિઓ બિરાજેલી હતી તેને વંદના કરી. દૂર દૂર એક ટેકરી ઉપર બિરાજેલાં ભદ્રકાળીનું મંદિર દેખાતું હતું.

આલમના રોજાનું આકર્ષણ ઘટી જાય તો તાજમહાલ જેવા જેવો નથી અગર કલા અને સૌન્દર્યનું સુખ હરેક સ્થળેથી માણતાં મને નથી આવડતું. એમ મેં મનને મનાવ્યું.

મોટર અંતે એકલિંગજીના દ્વારે આવીને ઊભી અંતે મારી કુલદેવતાના દર્શનની તૃષ્ણા તૃપ્ત થઈ ખરી! કોકે કહ્યું કે મંદિરનાં દ્વાર બંધ થવાની તૈયારીમાં છે અને મેં દોટ મૂકી. મિત્રો પણ મારું વેવલાપણું જોઈ નવાઈ પામ્યા. આમ હું નાસ્તિક જ મનાતો! મૂર્તિપૂજાનો અને કર્મકાંડનો ઉપહાસ કરતો. બુદ્ધિયુક્ત નાસ્તિકતાવાળા મનના એક ખૂણામાં આસ્તિકતા અને ભક્તિ પણ પડયાં છે તેની એ મિત્રોને ખબર ન હતી. મંદિરના દ્વારે પહોંચી, ગર્ભદ્વારમાં પ્રવેશી, અંદર નજર કરી. ભગવાનના શણગાર ઉતારાતા હતા. વૈષ્ણવી ભક્તિથી ભગવાનને પૂજારીઓ લાડ કરતા હતા. ભારત ભરમાં આ એકલિંગજીની જ પૂજા વૈષ્ણવી પદ્ધતિથી થાય છે.

करचरणकृतं वा कायजं कर्मजं वा ।<br>
श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।<br>
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व ।<br>
जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥

મેં પ્રાર્થના કરી. મારા પૂર્વજોની અતૃપ્ત રહેલી કુલદેવતાના દર્શનની તૃષ્ણા આજ મારા દ્વારા તૃપ્ત થતી હતી. આ દર્શન દ્વારા પૂર્વજોનું શ્રાદ્ધ કરી રહ્યાનો હું આનંદ અનુભવી રહ્યો

હતો. પૂર્વજોનાં આદર્યાં અધૂરાં રહ્યાં હોય તે પૂર્ણ કરતા પુત્રની તૃપ્તિ મને આજે થતી હતી. ધન્ય ! પ્રભુ ધન્ય !

મૂર્તિ ત્રિમુખી હતી. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ મૂર્તિમાં બિરાજતા હતા. મહેશની મૂર્તિ સન્મુખે હતી. સામે જ ચાંદીનો બનેલો નંદી હતો અને મંદિરના ચોગાનમાં ઠીક મોટો એવો પિત્તળનો નંદી હતો, અને તેની નીચે સંસ્કૃતમાં કંડારેલો કંઈક શિલાલેખ હતો. મંદિરની પ્રદક્ષિણા કરી અને એક ઊંચા ઓટલા ઉપર દેવીઓની સુંદર મૂર્તિઓ બિરાજેલી હતી તેને વંદના કરી. દૂર દૂર એક ટેકરી ઉપર બિરાજેલાં ભદ્રકાળીનું મંદિર દેખાતું હતું.

મંદિરની પાછળ સુંદર જલાશય—નાનકડું સરોવર લીલી ઝાંયથી શોભતું હતું ! સુંદર સોપાનપંક્તિઓ હતી અને કાંઠા ઉપર ઊભેલો વડરાજ તે ઉપર ઝળૂંબી રહ્યો હતો જરાક ટાઢની ચમક હતી. આવે પ્રસંગે—બીજો કોઈ પણ પળે નાહાવાની હિંમત ન ભીડું તે મેં એકલાએ આ તીર્થદ્વારે આવી આ તીર્થકુંડમાં સ્નાન કરી લીધું. મિત્રો આશ્ચર્યથી મારી આ વેનલાઈ જોઈ રહ્યા આજે હું "અસુભાઈ" અહીં ન હતો. હું તો અહી મારા ઘેલા ગાંડા પૂર્વજોનો પ્રતિનિધિ બની દેવને દર્શને આવ્યો હતો.



શ્રીનાથજી

નગરી નગરી દ્વારે દ્વારે ઢુંઢું મેં સાંવરિયાં
જીયા જીયા તોરે કાજે બની મેં બાવરિયાં.

**મા**નવ આત્મા આમ પરમતત્ત્વને સાકાર કરવા જ તરફડે છે ને ! ઈશ્વર માટેની ખોજ એના જન્મ સાથે જ શરૂ થાય છે. "પ્રભુ ક્યાં !" એ બાવરો બની પોતાને પૂછે છે. એની યાત્રા એની પ્રવૃત્તિ, ક્ષણે ક્ષણ જાગતી એના આત્માની

ધડકણ, એને સાકાર કરવા માટે હોય છે. એને શોધવા એ તીર્થે તીર્થે ભમે છે. મંદિરે મંદિરમાં અટવાય છે પ્રવાસમાં એને પ્રભુ મળી પણ આવે છે. જે પ્રભુ એની આંખ આગળ નિત્ય નિત્ય નવા નવા રંગો રચી, અભિનવ અભિનય કરી, નટવર રૂપે લીલા કરે છે, તે તેને પોતાના ઘર આગળ, પોતાના વાતાવરણમાં નથી દેખાતો, પણ ઘર છોડી માયાના વાતાવરણમાંથી મુક્ત બની બહાર નીકળે છે અને એ પ્રભુને ઇચ્છે છે તો પ્રકૃતિરૂપે મળી શકે છે.

નાથદ્વારની પરસાદીઆ ભક્તિ નાનપણમાં ઘણી કરી હતી. નાથદ્વારની યાત્રાએ જઈ આવેલા ભક્તો ઠોરનો પ્રસાદ અને કંઠી ઘેર ઘેર વહેંચતાં કંઠી હું દાદીમાને આપી દેતો અને પ્રસાદને હું આરોગી જતો. નાથદ્વારનો ઠોર મારા દાંતને ત્યારથી વળગેલો અને ભક્તને શ્રીનાથજીના દર્શનથી જેવો આનંદ થાય તેવો આનંદ આ ઠોરના પડિયાના દર્શનથી ત્યારે હું અનુભવતો. ત્યાંની રૂની બંડીઓ પહેરી ફરતા ભક્તો અને છીંદડીઓ પહેરી ફરતી ભક્તાણીઓ પણ નાનપણની સ્મૃતિમાં જડાઈ ગયાં છે. નાથદ્વારી પાઘ બાંધી મૃદંગ બજાવતા કે તંબુર બજાવી કીર્તન કરતા હિંમત ભગતનું સૌષ્ઠવપૂર્ણ વદન અને ભક્તિની ઘેનભરી વિશાળ આંખો, સ્મૃતિને હજી પણ રમાડે છે. ત્યારે બીજી બાજુ પેલી અખાની પંક્તિ જ્યારે વાંચી—

"ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ."

નાથદ્વારના ધર્મગુરુ વિષેના કટુ અનુભવે અખાએ આ કટાક્ષભરી પંક્તિઓ લખી છે એમ જાણેલું ત્યારે નાથદ્વાર પ્રત્યેનો આર્યસમાજી અણગમો પણ મનમાં જાગી ગએલો. અહીંની ધર્મપીઠના આચાર્ય દામોદરલાલજીએ એડવર્ડ આઠમાને પગલે ચાલી, પ્રેમની કંઠી બાંધી : હંસા નામની નર્તકી પાછળ ગાદી ત્યાગી પ્રેમપીઠના અધિષ્ઠાતા થવાનું સ્વીકારેલું તે પ્રસંગે નાથદ્વાર માટે કુતૂહલ અને કંઈક ધર્મ પ્રત્યેની ગ્લાનિ પેદા થએલાં.

છતાં વૈષ્ણવ મંદિરનું કાવ્ય અને કલાપૂર્ણ ભક્તિ ભર્યું વાતાવરણ જોવા નાથદ્વાર જવા દિલ ઉત્સુક બન્યું હતું. અને જ્યારે વાંચ્યું કે આ નાથદ્વારની પ્રતિમાને ઔરંગઝેબની મૂર્તિ-ભંજક દૃષ્ટિથી ઉગારવા, ઉદેપુરની રાજકન્યાએ પિતા રાયસિંહને પ્રાર્થના કરી અને તે માટે અનશન કરવાનો નિશ્ચય જાહેર કરેલો ત્યારે વત્સલ પિતાએ, એક લાખ ધર્મવીરોના ખડગના છત્ર નીચે પ્રાણને જોખમે એ મૂર્તિ મથુરાથી અહીં આણેલી, ત્યારે હૃદયમાં એક અપૂર્વ ભક્તિનું ગાન ગુંજી ઊઠયું અને એ નાથજીને દર્શને જવા દિલ ઘેલું બની ગયું.

પ્રથમ કાંકરોલીનાં દર્શન પતાવી નાથદ્વાર આવવાની વિચારણા કરવામાં આવી. મોટર ઝડપથી કાંકરોલી આવી પહોંચી મારા ગામના વૈષ્ણવોએ કાંકરોલીની કંઠી બાંધી છે અને તેથી દિલ ત્યાં જવા ઉત્સુક હતું. પણ હા રામ! મોટર દરવાજે

થંભી અને મંદિરનાં દ્વાર ભીડાઈ ગયાં. "પ્રભુ! આ શું!" "તારે દ્વારે આવી દર્શન કર્યાં વિના જ પાછાં વળવાનું નાથ!" મંદિર ગૃહસ્થના ઘર જેવું બાહ્ય વિશિષ્ટ સ્થાપત્ય કલા વિનાનું લાગતું હતું. મૂર્તિભંજકોથી મંદિરને રક્ષવા મનુષ્યવાસ જેવો જ દેવવાસ તેમણે રાખ્યો હશે! મંદિરના ઓટલે ચડી અહીંના ગાદીપતિ સ્વ. બાલકૃષ્ણ લાલજી અને તેમના લાલજીની છબીઓને મૂક વંદના કરી, અમે આવ્યા રાયસાગરને આરે. શું સુંદર આ સરોવર તેજરસ્યું ચમકતું હતું. મધ્યાહ્નને ચડવા મથતા સૂર્યનાં સોનેરી કિરણો જલરાશિને સુવર્ણવર્ણું બનાવતાં હતાં. સ્વયં નારાયણ આ સરોવરની રસળતી જળઊર્મિઓ ઉપર રાસ રમતા હતા. ભગવાનને નારાયણ એટલે પાણીમાં અયન કરનાર કહેનાર આપણા પૂર્વજોએ જળલીલાનું કેવું ભક્તિભર્યું કાવ્ય માણ્યું હશે એમ મને થયું. જાણે મંદિરના દેવતાનાં દર્શન ના થયાં તેની વેદના વિસારાવા જ ભગવાન આ વિસ્તીર્ણ સરોવરમાં આવી અને કહેતા હતા: "તું શું કરવા દુઃખી બને છે? તું જેને શોધે છે તે હું આ રહ્યો. જો! જો! મને ધરાઈ ને નિહાળી લે." અહીંથી હઠવાની જાણે ઇચ્છા જ થતી ન હતી અને પેલા ૨૫-૩૦ ફૂટની ઊંચાઈ એથી પાણીમાં ભૂસ્કો મારી જલશિકરોને ઉછાળતા યુવાનોનું મસ્તિભર્યું કાવ્ય માણવું કે પેલા જલવિસ્તારમાં વિરાજતા ભગવાનનું દર્શન કરવું એની મીઠી મૂંઝવણ મનમાં જાગી ગઈ. "જો જલદી અહીંથી નહીં ઊપડીએ તો નાથ-

દ્વારનાં દર્શન રહી જશે," અમને બિહારીભાઈએ ચેતવ્યા એટલે પુનઃ એકવાર વિસ્તીર્ણ જલરાશિમાં વિરાજતા ભગવાન નારાયણને નમી લીધું અને મોટરમાં બેઠક લીધી.

નાથદ્વારે મોટર આવી અને થંભી. સમાચાર મળ્યા કે ભગવાનનાં દર્શન બંધ થઈ ગયાં અને હવે ત્રણ વાગે થશે. ત્યારે દિલ રડી ઊઠયું, "પ્રભુ આજ શું ધાર્યું છે? કેમ આજ આમ તારા વત્સને તરફડાવે છે?"

ભાડાની મોટર ત્રણ વાગ્યા સુધી રોકવી પાલવે એમ ન હતું. એટલે મિત્રોએ દર્શન વિના જ પાછા સ્ટેશને જવાનો નિર્ણય કરી લીધો. થોડીક મિનિટો માટે આમ તેમ ફરી લેવા અમે ઊપડયા. મારી સાથે કિરણ હતો, કહે: સાહેબ! આપણે ભગવાનનો પ્રસાદ ખરીદીએ. ભગવાનના પ્રસાદનું બજાર હતું અને કહે છે ગામનાં ગરીબગુરબાં આ જ પ્રસાદ ખરીદી ચલાવે છે. એક દુકાનેથી દૂધનું એક આનાનું એકેક બટેરું ખરીદ્યું. બટેરું ખાલી કરી કિરણ દુકાન ઉપર પાછું મૂકવા ગયો અને દુકાનદાર તડૂકી ઊઠયો: સબ હમાર પ્રસાદ તુમને છૂ લીયા. અબ સબ પ્રસાદ કા મૂલ્ દેદો. બિચારો કિરણ! કાપે તો લોહી ના નીકળે એવો બની ગયો! પ્રભુનો પ્રસાદ પણ અપવિત્ર થઈ શકે! વાહ! આપણું દર્શન પણ અદ્‌ભુત છે! આ નિશાળવાળા છે અને પૈસા પડાવામાં શુક્રવાર વળે એમ નથી એમ લાગતાં તેણે અમને દયા ખાઈને જવા દીધા.

શાંતાબહેન કાનુગા નાથદ્વારમાં ચણિયા સીવડાવા રોકા-વાનાં હતાં. અને શાંતાબેન શાહ મને દર્શન ન થયાં તેની વેદના વાંચી ગયાં હતાં એટલે તેમણે આગ્રહ કર્યો અને હું મિત્રોની રજા લઈ રોકાઈ ગયો. એક વિદ્યાર્થિની ચિ. ભદ્રાનું કુટુંબ અહીં યાત્રાએ આવ્યું હતું અને કુટુંબ સાથે સાંજ સુધી રહેવા તે રોકાઈ એટલે એમનાં અમે મહેમાન બન્યાં. ચિં. હેમંત અમારો જૂનો વિદ્યાર્થી! તેમને મુકામે અમને પ્રેમપૂર્વક લઈ ગયો. તેમનાં માતાએ અમને પુત્રનું ગુરુ-ઋણ વાળતાં હોય એવા સ્નેહભાવથી જમાડયાં અને તેમાં અમોને શ્રીનાથજીના થાળનો પ્રસાદ પણ મળ્યો.

ભોજન પતાવી ચિં. હેમંત અમને જોવા જેવાં સ્થળોએ લઈ ગયો. ભગવાનના થાળમાં વપરાતાં કેસર અને કસ્તૂરી જ્યાં દળાય છે તે સ્થળે અમે પહોંચ્યા. સોને મઢી એક ઘંટી મેડેના એક નાનકડા ખંડમાં હતી તે જોઈ. જે રથમાં ભગવાનને મથુરાંથી અહીં સુરક્ષિત લઈ આવવામાં આવ્યા તે રથ જોયો. સાકર ખાઈ અગિયારસ કરતા એક ભક્તરાજ અશ્વને દર્શને હેમંત અમને લઈ ગયો. હેમતે તો અશ્વરાજના પૂંછડાને આંખે અડાડી પાવન થયાની ધન્યતા અનુભવી! તેણે બળદ-ની એક જોડ બતાવી. બપોરે આ બળદોને હાંફ ઊપડે છે અને મોઢામાંથી ફીણ ફીણ ઝમે છે. ભગવાન આ બળદને જોડી રથમાં બેસી ફરવા નીકળે છે. ગજબની આ ચમત્કારની વાત! વિજ્ઞાન યુગમાં સાંભળવાની અને ગળે ઉતારવાની! ત્યાંથી અમે

કોઠારે આવ્યા. ઘીથી છલોછલ ભરેલા કૂવા જોયા! અહીં પ્રભુને રોજનો પાંચ હજારનો સખડી ભોગ ધરાવાય છે અને આવી મોંઘવારીમાં, પ્રભુના પ્રસાદનો રાજાશાહી કે ઝારશાહી ઠાઠ વણથંભ્યો નભે જ જાય છે! પ્રસાદ સેવકોમાં વહેંચાય છે અને ભક્તો એ પ્રસાદને બજારમાંથી ખરીદે છે. આખું ગામ સસ્તા બજારમાંથી ખોરાક ખરીદી આ રીતે નભે છે. આ ધાર્મિક સમાજવાદમાં શુદ્ધ ઘીની વાનગીઓ ગરીબગુરબાં પ્રસાદી રૂપે મેળવી શકે છે. રાજાઓ અને શ્રીમંતોનો ભપકો ભગવાનને દ્વારે ઝાંખો પડે છે. શ્રીમંતાઈનો ગર્વ આ ઠાકુરદ્વાર આગળ ગળી જાય છે.

ત્રણ વાગતાં અમે ભગવાનનાં દર્શન કરવા આવી ગયા. મંદિરનાં દ્વાર ખૂલી ગયાં અને ભક્તજનના હેલારા સાથે મંદિરના કઠેરા નજીક પહોંચી ગયો. ધક્કો ઝીલવાની શક્તિ ન હતી એટલે ભગવાનની ઝાંખી કરી ન કરી અને બહાર નીકળી ગયો અને પાછાં દ્વાર બંધ થઈ ગયાં. પંદરવીસ મિનિટમાં પુનઃ દર્શન થશે એમ હેમંતે કહ્યું અને તે મને ભગવાનની પાકશાળામાં લઈ ગયો. કોડીબંધ રસોઇયાઓ અને ભક્ત સ્ત્રીઓ રસોઈમાં પ્રવૃત્ત હતાં! શાકના તો ઢગના ઢગ પડેલા હતા. કોઠારમાં પ્રસાદ વેચાતો હતો અને ઠેર ઉપર પ્રસાદભક્ત મક્ષિકાઓ પ્રસાદ ઉપરના પોતાના જન્મસિદ્ધ અધિકારને સિદ્ધ કરી રહી હતી. આ મક્ષિકાઓ ભલે સ્વર્ગનો અધિકાર સિદ્ધ

કરે. આપણે એ હક તેમની ખાતર જતો કરીશું એમ વિચારી પ્રસાદ ખરીદવાનું માંડી વાળ્યું.

મંદિરના ચોકમાં આવી પહોંચ્યા. ભક્તજનો પુનઃ દ્વાર ખૂલે તેની આતુરતાથી રાહ જોઈ બેઠાં હતાં. એક અંધ ભક્ત-યુગલ હૃદયની બધી પ્રભુવિયોગની વેદના અને પ્રેમની મીઠાશ ઠાલવતાં, મંજીરા સાથે સુરદાસ કવિનું ભજન ગાઈ રહ્યાં હતાં. ગીતમાં કૃષ્ણના દર્શને આવેલા શંકરની જસોદા મૈયાને આર્જવ ભરી વિનતિ હતી :

ભોલો આયો તેરે દ્વાર મૈયા દર્શન કરા લે.

શું આ અધુરે ફાટેલતૂટેલ વસ્ત્રમાં ભિખારી જેવાં સુરદાસ દંપતીનું માધુર્ય નીતરતું ભક્તિપૂર્ણ વદન હતું ! પ્રેમચંદ્રને જોવા ઝંખતા ચકોરહૃદયી ભક્તનું દર્શન ચિત્રમાં આલેખી લેવાનો વિષય હતો ભજનની મીઠાશ, અને તેમની અભિનય-પૂર્ણ હરિને ઝંખતી અભિનવ મુખાકૃતિ આંખ સામે આજે પણ ઊભાં થાય છે. મંદિરમાં સિતાર રણકી ઊઠી. પ્રભુની છડી છડીદારે પુકારી અને દર્શનાભિલાષીઓએ ધસારો શરૂ કર્યો. હેમંત જ્યાં આગળથી ભગવાનને ભોગ લઈ જઈ ધરાવવામાં આવે છે ત્યાં લઈ ગયો. ત્યાં આગળથી ભગવાનનાં દર્શન સરસ રીતે થતાં હતાં. શું ભગવાનનું મનમોહક રૂપ હતું. તુલસીદાસની એક કડી યાદ આવી ગઈ.

મોર મુગટ કર બંસરી, ભલે બને હો નાથ !

અનેક વૈષ્ણવી હૃદયો જેને ચરણે ઢળી પડતાં ત્યાં સ્વાભાવિક રીતે મન અને મસ્તક નમી પડયાં. મારી વેદના એ પથ્થરની મૂર્તિને જોવા કાજે ન હતી. શ્યામસુંદરની એ મૂર્તિ પાસે પ્રેમભક્તિનો કલાત્મક વૈભવ વિલસતો હતો અને એ મૂર્તિમાં માનવ હૃદયની પ્રેમશ્રદ્ધા અને ભક્તિનું જ પ્રતિસ્થાપન થયું હતું તેને મારી હજાર હજાર વંદના હતી. शंखचक्रगदापद्मवनमालाविभूषितः। પ્રભુની જ કાલ્પનિક મૂર્તિ ચિત્તમાં રમતી હતી તે ચક્ષુગમ્ય થતાં જીવન ધન્ય ધન્ય બની ગયું.

બહાર આવ્યા. "અરે! આ નયના?" બંગાળી ઢબની સાડીમાં ઓપતી, પોતાના ગૌરવર્ણા, ગોળમટોળ તાજી જ બાધા ઉતારેલા તોલિયા ભાઈને આંગળીએ પકડી ઊભી હતી. 'તું અહીં કયાંથી?' એમ પૂછવા જતો હતો. પાતળી દેહલતા, અણીદાર આંખો, મરક મરક થતા ઓષ્ટ, મારી અર્ધ પરિચિત છોકરીના જ હતા. પણ હેમંતે મારી ભૂલ સુધારી એ તો બંગાળી છોકરી હતી અને તેનું કુટુંબ અહીં એના ભાઈની બાધા ઉતારવા આવ્યું હતું. તેણે પોતાના ભાઈને ભગવાનને વંદના કરવા સૂચવ્યું. અને તે ધરતી ઉપર આળોટી પડયો! ભગવાન ચૈતન્યનો એ વારસ, વારસ ના ના પુનઃ ગૌરાંગરૂપે જ જન્મ્યો હતો. એની ભક્તિને હું મુગ્ધ બની જોઈ જ રહ્યો. એ બાળ ગૌરાંગને ઉપાડી લઈ છાતી સાથે ચાંપી, તેના ગૌર ગાલ ઉપર વાત્સલ્યનાં અમી ઠાલવી દેવાની તીવ્ર ઇચ્છા જાગી ગઈ. તેના તોલિયા માથા ઉપર આશીર્વાદ આપતાં હાથ ફેરવી લેવાનું

વાત્સલ્ય જાગી ગયું પણ શું થાય? પેલી બંગાળી નયના મારી મુગ્ધતા જોઈ હસી પડી. "બહેન તું નસીબદાર છે! આવો ચૈતન્યના અવતાર જેવો ભાઈ મેળવી તું ભાગ્યશાળી બની ગઈ છે. તારો ભાઈ પ્રભુઘેલો પરમ ભક્ત ગૌરાંગ બનો, મારા આશીર્વાદ છે." મનમાં હું ગણગણ્યો.

મંદિરને વંદન કરી છેલ્લાં છેલ્લાં આ પ્રેમલ ભાઈબહેનને જોઈ લીધાં અને હેમંતની, તેની બહેન, માતા અને શિષ્યવધૂની વિદાય લઈ સ્ટેશન જવા મોટરમાં આવી બેઠા! જય જગદીશ!

## ઉદેપુર

### [ રાજસ્થાનનું શ્રીનગર ]

શ્રીનગરને ભારતનું વેનીસ કહેવાય તો ઉદેપુરને રાજસ્થાનનું શ્રીનગર જરૂર કહી શકાય. રાજસ્થાનનાં રમણીય નગરોમાં ઉદેપુરનું સ્થાન જયપુર પછી જરૂર મૂકી શકાય. મેવાડના નંદનવનમાં ઉદેપુર રમણીય જલાગાર જેવું છે. ઉદયસિંહે મોગલોથી બચવા સંરક્ષણની દૃષ્ટિએ સુરક્ષિત આ સ્થળ પાટનગર તરીકે પસંદ કર્યું. પછી તો આ સ્થળે વિલાસ અને વૈભવ રેલાવા લાગ્યાં. શૌર્યનો, સ્વાભાવિક કસુંબલ રંગ અહીંના રાજવીઓની આંખમાંથી અદૃશ્ય થયો. અને કસુંબાના કસુંબલ રંગથી તેમની આંખો ઘેરાવા લાગી. ઉદેપુર રંગીલું શહેર બની ગયું.

રાજસ્થાનની એસ. ટી. સાથે વ્યવસ્થા કરતાં નવનેજાં થઈ ગયાં. અંતે સાડાસાતના નીકળેલા અમને નવથી સાડાનવે મોટર મળી શકી. અમે આવ્યા સજ્જનબાગ. બાગ વનની ભવ્યતા અને ઉદ્યાનની રમણીયતા ધરાવે છે. રાયણ જેવાં પણ તેથી ઉત્તુંગ વૃક્ષો વાતાવરણને ભવ્ય બનાવે છે. આ સ્થળે એક નાનકડું મ્યુઝિયમ છે. દરેક મ્યુઝિયમ પોતાની શક્તિ પ્રમાણે આપણા સંસ્કારને ગુરુ બની ઘડે છે. એવી એની મૂક શક્તિ છે.

એજ શસ્ત્રાસ્ત્રોના ભંડાર, મધ્યયુગી ભવ્યતા ભર્યા ઇતિહાસને અહીં જીવંત બનાવે છે. જયપુરની જેમ અહીં પણ અર્ધાં બાવલાં ઉદેપુરી પાઘડીના વૈવિધ્યને અને રંગીનતાને રજૂ કરે છે. રાણા પ્રતાપનું ભાલાધારી બાવલું એક ખૂણે ઊભું છે અને એક ચિત્રમાં મેવાડ રાજ્યનો ધ્યાનમંત્ર આપણું ધ્યાન ખેંચે છે.

જો જન રાખે ધરમકો
તાહિ સહાય કરે કિરતાર.

મેવાડી ખમીર આ ધ્યાન મંત્ર માટે તો મરી ફીટયું. એવી એની પ્રેરક શક્તિ અને શ્રદ્ધા તેમાં ભર્યાં છે.

સિસોટી વાગે છે અને પ્રદર્શનમાંથી બહાર નીકળવાની ત્વરા કરવાની સૂચના મળે છે. હું બહાર નીકળું છું. અને શાંતાબહેન શાહ રોકે છે: "અમુભાઈ, તમારે–ઇતિહાસના રસિયાએ પેલો ઐતિહાસિક અવશેષોનો ખંડ શાંત અને સ્વસ્થ મને જોવો જોઈએ. જરીક વધુ વાર થશે તેમાં કંઈ ખાટું મોળું નથી થઈ જવાનું." અને હું ત્યાં પાછો ફરું છું. સુંદર જૈન-શિલ્પો ત્યાં પડેલાં છે. કોઈક ધ્યાનસ્થ છે, કોઈ પદ્માસને સ્થિત છે. પ્રસન્ન મુખમુદ્રા અને લાવણ્ય યુક્ત સ્મિત પ્રત્યેક મૂર્તિ-ઓના અધર ઉપર રમે છે. સીટી ફરી સંભળાય છે. સ્વસ્થતા-પૂર્વક બધું જોવાનો વખત જ નથી એટલે શિસ્તને માન આપી અમે બહાર નીકળીએ છીએ. પહેલી વાર મધ્યયુગી વાતાવરણ વચ્ચે નૂતન યુગના ભાગ્યવિધાયકની સ્મૃતિ અહીં તાજી થાય છે. ગાંધીજીની નોઆખલી યાત્રાના પ્રસંગોના ફોટોગ્રાફ અહીં

સંગ્રહાયેલા છે. મનુબહેન અને આભાની ટેકણલાકડીએ ચાલતા બાપુ, પાટિયાના પુલને સાવચેતીથી ઓળંગતા બાપુ, અને બાપુની નમણી છાયામાં ચાલતા પડછંદ એવા ખુદાઈ ખિદમતગાર સરહદના ગાંધી; બાપુની મંગલ સ્મૃતિને આંખ આગળ જીવતી કરે છે. "બાપુ! બાપુ" પુકારતા હૃદયની મદદે આંખમાંથી બે આંસુઓ સરી જઈ વેદનાની ભઠ્ઠીને જરાક ઠારી જાય છે.

અમે આવ્યા ઉદેપુરના રાજભવનમાં. અર્ધો ભાગ ગજવીએ પોતાના ઉપયોગ માટે રાખી અર્ધો ભાગ રાષ્ટ્રને સમર્પિત કર્યો છે. સોહામણા રંગભવનોમાં, મીઠા અને સૌમ્ય રંગો છે અને તેમાં રાજસ્થાની શૈલીએ દોરેલાં ચિત્રો ટાંગેલાં છે અહીં ખાંડાં ખખડયાં હોય તેથી વિશેષ રંગપિચકારીઓની મહેફિલ વધારે જામી છે. ચિતોડનું રૌદ્રરમ્ય વાતાવરણ અહીં આવી ચિતોડવાસીઓ જાળવી શકયા નથી. અહીં તો ઝાંઝરનો ઝમકાર અને મૃદંગ પખવાજનાં સાજ વધારે ગાજ્યાં છે. સમરકેસરીઓ અહીં બીજી રીતે સ્મરના શિકાર બન્યા છે. એક પદ્મિનીનાં શીલ સાચવવા જ ચિતોડ ભસ્મ બન્યું તેના જ વારસ ભીમસિંહે પોતાની પુત્રી કૃષ્ણાને ઝેર પાઈ આવેલી યુદ્ધની આપત્તિને નિવારવાનો આ દીવાલો વચ્ચે હીચકારો પ્રયત્ન કર્યો છે. સંસારનું સુંદરતમ સ્વપ્ન રૂપ ધરી કૃષ્ણા બની અહીં જન્મ્યું છે. તેના રૂપથી અંજાયેલા અનેક મધુકરો તેને પોતાની કરવા મથે છે અને જયપુર અને [illegible] વચ્ચે કૃષ્ણાનું રૂપ, જંગ ઊભો કરે છે. એક કૃષ્ણા

કરી કુટુંબંશનું નિકંદન કાઢયું. બીજી કૃષ્ણા અહીં ઉદેપુરના સિસોદિયા રાજકુટુંબને ભયમાં મૂકી દે છે. પાજી પિતા અમીરખાંની હીચકારી સલાહને માની કૃષ્ણાને ઝેર દે છે. સંસારનું એ યુગનું સર્વોત્તમ પુષ્પ પિતાને હાથે, રાણા ભીમસિંહના વારસના હાથે, અરે! બીજા ભીમસિંહને હાથે સંસારમાંથી વિદાય થઈ જાય છે. મેવાડની ભૂમિ ઉપર રૂપયજ્ઞમાં આ છેલ્લું પુષ્પ હોમાઈ જાય છે. જગતમાંથી રૂપ મારીના સંહારો અતે તો શમે છે. ઠાકુરસિંહનું દોરેલું કૃષ્ણાનું ચિત્ર આજથી પચીસ ત્રીસ વર્ષ ઉપર "નવચેતન"ના અંકમાં જોયું હતું. તે સ્મૃતિને વિષાદ ઘેરી બનાવે છે. નવલ કે નાટયને ઉચિત આ કરુણતમ પ્રસંગ ઇતિહાસના કબ્રસ્તાનમાં કોઈ શિલ્પીને હાથે પુનઃ જીવંત થવા રાહ જોતો સડે છે.

સામે ખંડમાં હોજ છે. અંતઃપુરની લાવણ્યમયીઓ એ હોજમાં રંગભરી હોળીની રંગમસ્તી માણતાં આ ખંડમાં દર્પણો ચિત્રિત વેલબુટ્ટામાં જડાઈને શોભે છે. લાવણ્ય જ્યારે શૃંગારની પિચકારી ધરી રંગે ચઢતું હશે ત્યારે કેવાં લલતલોલ રંગદર્શી ચિત્રો આ દર્પણો પોતાના અંતરમાં ધરતાં હશે! મને વિચાર આવ્યો હું હસું છું અને અનેક પ્રતિબિંબો મારાં જ, મારી સામે નફટાઈથી હસે છે. સામે વડનગરની કમાનો જેવી છ કમનીય કમાનો શોભે છે. જગતસિંહે પોતાની છ જન્મગાંઠે ઊજવી પોતાની અહીં તુલા કરાવી ગરીબોને દાન કર્યું હતું તેની તે શાખ પૂરે છે.

પીછોલા કાંઠે જગતમહેલ જોવા અમે આવી ઊભા. રાણા જગતસિંહનો રાજઅમલ શાહજહાનના રાજઅમલ જેવો સુખી, સમૃદ્ધ, મેવાડ માટે સુવર્ણ યુગ જેવો છે. તેણે જગન્નાથનું મંદિર અને જગન્નિવાસ બંધાવ્યા છે. જગન્નાથને દર્શને તેની ઊંચી વ્યાસપીઠ અને સીધાં પગથિયાંનાં ચઢાણ જોઈ હેબકાઈ જઈ હું ઉપર જઈ શક્યો નથી. આ પીછોલા સરોવર કોઈ અપ્સરાની કેડે ઓપતી કટિમેખલાની જેમ ઉદેપુરને શોભાવે છે. કોઈ રાજરમણીના કંઠમાંથી મોતીનો એકાવળ હાર પડી ગયો હોય તેવું આ સરોવર અદ્ભુત રૂપ ધરી વિસ્તરી રહ્યું છે. પાણીમાં મંદ સમીરના સ્પર્શથી જે ભ્રૂભંગો રચાય છે તે રાજમહેલની કોઈ વિલાસિની અહીં અપ્સરા બની સરોવરમાં વિહરી રહી હોય તેવી છટા ધરે છે.

જગન્નિવાસ પીછોલાની સલિલ લીલા નિહાળવા માટે જ જાણે જગતસિંહે નિર્માણ્યું છે. ઉદેપુરના રાજવીઓ માટેનું એ ગ્રીષ્મસદન છે મહેલમાં હજી અવશેષરૂપે રાચરચીલું અને રાજા-મહારાજાનાં ચિત્રો શોભે છે. વિલાયતથી મંગાવેલું કાચનું ફર્નિચર ખાસ ધ્યાન ખેંચે છે. હાથી, સિંહ, ઊંટનું એકત્વ દર્શાવતું ચિત્ર વિદ્યાર્થીઓને મોહિત કરે છે. કોઈક વિલાસી રાજવીનું નફ્ફટાઈ પ્રદર્શિત કરતું ચિત્ર વિદ્યાર્થીઓમાં કૌતુક ઊભું કરી લજાવી દે છે. અમે જગન્નિવાસ છોડી સરોવરને કાંઠે આવીએ છીએ.

વડની છાયા નીચે અમને પોતાના અંતરમાં સમાવવા એક

નાવ દિલ ખોલીને ઊભી હતી. અમે તેમાં સમાઈ ગયા. નાવ ચાલી. કોઈ મહાનદ સમું પાયડી પને સરોવર વિસ્તરતું હતું. સૂર્યનું દીધું સુવર્ણ સરોવરમાં રેલાતું હતું. ધખતો સૂર્ય સરોવરમાં શીતળ થવા ડૂબકી મારી રહ્યો હતો. તેને સરોવરનું પારદર્શક હૃદય ઝીલી, અમને પણ સૂર્યની સાથે પોતાના હૃદયમાં સમાન આસને રાખી આશ્વાસી રહ્યું હતું. માત્ર સંતનાં હૃદય જ આ સરોવર જેવી પારદર્શકતા ધરી અમીર અને ફકીરને પોતાના હૃદયમાં સમાન આસને બેસાડી શકે. પાણીના હૃદય ઉપર અમારી નાવડી સ્નેહથી સરકતી હતી. કોઈના કંઠમાંથી પ્રસંગને ઉચિત ગીત કેમ ગુંજી ઊઠતું નથી? 'માઝીડા હોડી હંકાર,' 'બંદર તો દૂર છે,' 'મારી નાવ કરે કો પાર' વગેરે નાવગીતો આપણા કવિઓએ ઓછાં નથી ગાયાં. પણ આપણું શિક્ષણ વિદ્યાર્થીના અંતર સુધી કવિતાને ઉતારી નથી શક્યું। ગીત પણ કંઠમાંથી પ્રસંગાનુરૂપ ગુંજી ઊઠવું જોઈએ. નૈસર્ગિક રીતે પીછોલા સરોવરમાંથી અમારું નાવ ફત્તહસાગરમાં આકરી કસોટી જેવા એક ગરનાળાને વટાવી ગયું અને અંતે રુચિર સ્વપ્નાની જેમ અમારો નૌકાવિહાર પૂરો થયો.

અમે આવ્યા 'સાહેલીઓંકા બાગમાં.' Slaves' Garden-ને—નામે તે ઓળખાય છે. અમુક તિથિએ અહીં સ્ત્રીઓનો મેળો જામે છે. અકબરના નૌરોજ—ખુશરોજના જેવા ખ્યાલથી તો આ સ્થળ નહીં જન્મ્યું હોય? સાહેલીઓનો બાગ એ તો સહેલાણીઓનું પ્રિય ધામ છે. મોગલ કલારસિકતા મોગલોના મિત્ર થયા

પછી મેવાડના રાણાઓએ અહીં અને સમગ્ર ઉદેપુરમાં ઉતારી છે. અમે ત્યાં પહોંચ્યા અને માળીને ફુવારા ઉડાવવા વિનવ્યો અને શું જલની રૂપછટા ત્યાં રચાઈ! એ દશ્ય શબ્દાંકિત શી રીતે કરવું! જલની આછી પાતળી રૂપકમાનો ઊડી ઊડી એકબીજાને આશ્લેષી રહી. તેમના મિલન ઉપર સૂર્યરશ્મિએ તેજસ્મિતો વરસાવ્યાં. મેઘધનુષ્યની રળિયામણી રંગછટા તેમાં રેલાઈ રહી. અરે! ફુવારાની ઊડતી જલધારા સાથે ધાતુની બનેલી ચકલીઓએ ગજબની ફૂદડી ફરવી શરૂ કરી. મધ્યમાં પેલા દેવમંદિર જેવા આરસના નાના આલય ઉપરથી જલધારાઓ જ્યારે નાચતી કૂદતી અવતરી રહી ત્યારે માયસોરના વૃંદાવન બાગની લીલાને કલ્પના જોઈ રહી. અપ્સરાઓની આ અદ્ભુત મુગ્ધકર ક્રીડા હતી.

પાછા સ્ટેશને આવ્યા. ચિં. કંચનને, ગુર્જરવાળા શંભુભાઈની પુત્રી ચિ. ભારતીને, તેમની માતાઓ માટે સુખડની સાડી ખરીદવી હતી. આવી માતૃવત્સલ શિષ્યાઓની ઇચ્છા પૂરી કર્યા વગર ચાલે! અમે કેટલાંક સ્ટેશનથી પાછા શહેરમાં જવા ટાંગા કરી નીકળ્યાં. ઉદેપુરનો ટાંગાવાળો બડો ભૂમિભક્ત હતો. પોતાના દેશ વિશે અમે રુચિર છાપ લઈ ને જઈએ એવી એની કામના હતી. વટેમાર્ગુને એ ચેતવતો. તેની વાણી આજ મારા કાનમાં અમૃત રેલે છે. "અય બહેન," "એ બા," "એ બેટી," "ખસી જાઓ બહેન," એ ધીરી મીઠી જબાનમાં પેદલ ચાલનારાઓને ચેતવી ગાડી હાંકતો હતો. એ કહે: સાહેબ! અમારા રાજસ્થાનમાં

કોઈની દેન નથી કે રસ્તે જતી વહુબેટીની કોઈ મજાક કરે. રસ્તે જનાર બધો પુરુષ વર્ગ કોઈ રૂપવતી સામે મીટ ઊંચી કરીને જુએ નહીં સાહેબ! આ કહેતાં એ ગર્વ અનુભવતો. ત્રણ રૂપિયા જેટલી રકમમાં એ અમારી પાછળ દોઢ-બે કલાક રોકાયો. વધારેની એક પાઈ પણ તેણે માગી નહીં કે લીધી નહીં. અમે એને મન રાજસ્થાનના મહેમાનો હતા. ગરીબ પણ આ અમીર-દિલ ગાડીવાન મારે માટે રાજસ્થાનનું મીઠું સ્મરણ બની ગયો. સાથે સાથ અમદાવાદી ગાડીવાન ક્ષણે ક્ષણે અમને એની રીત-રસમો સાથે યાદ આવી શરમાવાતો હતો.

સુખડની સાડી કેવી હશે? વણાટ અને રોગાનમાં શું વિશેષ હશે? અમે વિચારતા દુકાન ઉપર ચઢયા અને સાડી માગી. સાડીને ખોલતાં જ ચંદનની સુવાસથી હવા અને મન મહેંકી ઊઠયાં. માગી કિંમત આપી સાડી ખરીદી. સાડી સુંદર કલામય હતી. પણ એની મહેક તો સુખડના અત્તરની હતી. તે પાછળથી સમજાયું.

સ્ટેશને આવ્યા. ચિ. જયશ્રી, ચિ. ઉમેશની બહેન, અહીં સમાજ શિક્ષણની અધ્યાપિકા હતી. શું ઉમંગ અને શો આત્મ-વિશ્વાસ આ પરભૂમિમાં તે દર્શાવતી હતી. તેણે વિકસાવેલી શક્તિ ઉપર અમે ગુરુઓ મુગ્ધ બની ગયા. અમે બે ચાર જ તેના ગુરુઓ હતા. પણ દરેકને ઉદેપુરનો ટેબલ લેમ્પ પ્રેમપૂર્વક ભેટરૂપે એ ધરી ગઈ. અમારી સ્નેહજ્યોત અને જ્ઞાનજ્યોત જલતી

રહે એમ ઇચ્છા તો એ શિષ્યા અંતરમાં જરૂર સેવતી હશે.

સ્ટેશન ઉપર ગમગીન વાતાવરણ હતું. શ્રીનાથજીથી પાછું ફરતું એક ગુજરાતી સુખી કુટુંબ, દુઃખમાં આવી પડયું હતું. પૌત્રની બાધા ઉતરાવી મુંબાઈ જતાં કુટુંબના છત્રપુરુષ હૃદય બંધ થતાં ઉદેપુર સ્ટેશને જ મૃત્યુ પામ્યા. કુટુંબને નીચે ઉતારી દેવામાં આવ્યું. તેમની પાસે સ્મશાનની વિધિ પતાવી મુંબાઈ જવા પૂરતી રકમ બચત ન હતી. સ્ટેશનના સ્ટાફની માણસાઈ જાગી ઊઠી. ફંડ થયું અને મૃતદેહને સ્મશાને પહોંચાડવાની તૈયારીઓ થઈ. શાંતાબહેન શાહ અને શાંતાબહેન કાનુગાએ મરનારની પુત્રવધૂ અને બાળકોને માતાના વત્સલ હૃકથી સાચવી લીધાં. અને આશ્વાસન આપ્યું. શાંતાબહેન ચિંતા ભર્યે હૈયે મારી કાળજી કરી ગયાં. મારું બગડેલું હૈયું સલામત હતું તેની પ્રતીતિ કરી ગયાં. "ટાઢ કહે મારું કામ" આજ કાતીલ બની તે વરસતી હતી. અને એવી ટાઢમાં બિહારીભાઈ અને જદુભાઈ મૃતદેહને સ્મશાને પહોંચાડવા અગ્રેસર બની આગળ થયા. અને પોતાનાં ખિસ્સાં ખાલી કરી આ બે ઉદાર બહેનોએ આ સંતપ્ત કુટુંબને મદદ કરી. આવાં પરગજુ ઉદારહૃદયા શાંતાબહેન અમારાં શિક્ષણધર્મે સાથી હતાં, એ જોઈ જાણી આનંદમાં ગર્વ ઉમેરાયો.

ઉદેપુરની સ્મૃતિમાં સૌન્દર્ય, કલા અને માનવતાની મહેક ઉમેરાયાં હતાં.

# પૂર્ણિમા પાછી ઊગી રે

હૃદય આજે પૂર્ણ ઉમંગમાં હતું. કેટલાંયે વર્ષે આજે પહેલી વાર ચંદ્રનાં નયનભરી—અરે હૃદય ભરી ભરીને દર્શન થશે. શહેરની ઝગમગતી રોશનીથી ઝંખવાઈ ગએલી આંખો આજે કેટલે વર્ષે પ્રથમવાર ચંદ્રનાં શીત રશ્મિથી શીતળ થશે. આજે દેવોની દિવાળી છે. માનવોની દિવાળીને પ્રકૃતિરાણીએ સહસ્રશત તો શું લખસહસ્ર તેજદીવડાઓથી શણગારી હતી. તેજલીલાનું એ સૌન્દર્ય! અજબનું કામણ ભર્યું હતું. આજે પ્રકૃતિરાણી એક તેજગોળો અવકાશમાં તરતો મૂકશે અને તેની તેજપ્રભાથી સમગ્ર બ્રહ્માંડ મલકાઈ ઊઠશે. એ તો દેવતાઓની દિવાળી છે ને?

બિહારીભાઈ કહે: અમુભાઈ! નાથદ્વાર પછી થોડાં સ્ટેશનો વટાવશું અને પછી જે ગિરિકંદરાઓમાંથી આપણી ગાડી પસાર થશે તે પ્રદેશ, સહ્યાદ્રિની ખીણોની શોભાથી રમ્ય બની શોભે છે. સહ્યાદ્રિના સૂર્યાસ્ત અને સૂર્યોદયથી મુગ્ધ બનેલું મારું મન આ ગિરિકંદરાને ચંદ્રપ્રકાશમાં નિહાળવાની કલ્પના માત્રથી મલકાઈ ઊઠે છે. અંતે એ ગિરિકંદરાઓ આવતાં ગાડીનો વેગ મંદ પડે છે. હું પૂર્વાકાશમાં નજર નાખું છું. પૂર્વક્ષિતિજમાંથી ચંદ્રનો રક્તવર્ણો ગોળો ધીરે ધીરે ઉપર આવી રહ્યો છે.

કવિ ન્હાનાલાલનું શરદપૂર્ણિમા કાવ્ય સ્મૃતિમાં ચમકી જાય છે :

> લજ્જા નમેલું નિજ મંદ પોપચું,
> કે મુગ્ધ બાળા શરમાતી આવ રે;
> ને શોભી રહે નિર્મળ નેનની કળા,
> એવી ઊગી ચંદ્રકળા ધીરે ધીરે.

ચંદ્ર ક્ષિતિજ ઉપર તરતો ચમકે છે. બીજી બાજુ ગહન ઊંડાણવારી ખીણો તેજમાં ચમકે છે. યોગાનુભવ જેવું અસ્પષ્ટ –અસ્ફૂટ છતાં રમ્ય દશ્ય મનમાં મુગ્ધતા ભરી દે છે. મિત્રો સોડ તાણીને સૂતા છે. કોક મિત્રનાં તો નાકનાં નસકોરાં ગાડીના પૈડાંના ખડખડાટ સાથે તાલ મિલાવે છે. મિત્રોને ઉઠાડી ચંદ્રના સૌન્દર્યદર્શનમાં ભાગીદાર બનાવવા દિલ ઇચ્છી રહ્યું છે. ચંદ્રદર્શનથી મુગ્ધ બનેલી દેવયાની, યોગસમાધિમાં મસ્ત એવા મિત્રકચને પોતાના આનંદમાં ભાગીદાર બનાવવા ઇચ્છે છે. કવિ કાંતે 'દેવયાની'માં આ પ્રસંગને આલેખ્યો છે. તે પ્રસંગ યાદ આવે છે :

> કર માહીં કહે મીઠું, વ્યોમ સાગરને તટે;
> સુખ તો વિધુલક્ષ્મીનું જો, રાખે આમ ના ઘટે.

પણ હું દેવયાની નથી. અને મિત્રો કચ નથી. અને દેવયાનીને થએલા અનુભવને મારે આસ્વાદવાની ઇચ્છા નથી. ચંદ્રની લાવણ્યલીલાનું હું એકલો જ પાન કરું છું.

ચંદ્ર ક્ષિતિજથી ઊંચે ચડે છે. તેનું મુગ્ધા સમું લજ્જામણું રક્તવર્ણું મુખ યૌવનાની પ્રગલ્ભતા ધરીને પૂર્ણ રૂપમાં ચમકે છે! અરે આ ચંદ્ર શું હશે! મને કવિ ઉમાશંકરની વાણીમાં વિભાવરી કહેતી સંભળાય છે:

માથે ધરી રજતનો ઘટ ચંદ્ર ચારુ
પીયૂષ પૃથ્વીપટ મંગલ હું ઉતારું.

પણ વિભાવરીને ઓળખાય તેવું કોઈ નારીનું રૂપ અવકાશમાં કલ્પ્યું મને દેખાતું નથી. આપણે કંઈ કવિ નથી કે શંકરની જેમ ત્રીજું નેત્ર ખોલી બધું જોઈ શકીએ. આ નીલ ગગન, નીલ સરોવર જેવુ અનંત વિસ્તરી રહ્યું છે. એમાં આ ચંદ્ર તે શું પૂર્ણ પ્રફુલ્લ કુમુદ તો નહીં હોય? આમ હું વિચારું છું, ત્યાં પ્રસિદ્ધ ચિત્રકાર મનિષી ડેનું દોરેલું 'ઘડૂલો' ચિત્ર યાદ આવે છે. અરે! આ ચંદ્ર તો નીલ ગગનસરોવરને કાંઠે પાણીડાં ભરવા આવેલી કોઈ મુગ્ધાનો 'ઘડૂલો' લાગે છે! ઘડૂલો માંજી વીછળીને એણે સરોવરનાં પાણી ઉપર તરતો મૂકયો છે અને કોક સાહેલીની સાથે વાતે એ વળગી છે. ઘડૂલો ક્ષિતિજને આરેથી આગળ વધી મધ્યાકાશ તરફ આગળ વધી રહ્યો છે અને ત્યાંથી પશ્ચિમ ઘાટે તરતો તરતો પહોંચી જશે તો પણ આ વાતોડીઅણોને ખબર પડવાની નથી. ખરી છે, એ મનસ્વિનીઓ!

ઉમાશંકર ચંદ્રને 'રજતનો ઘટ' કહે છે. કવિની ભારતી

આગળ બ્રહ્માની સૃષ્ટિનાં રૂપ ઝાંખાં પાડે છે એમણે તો સરોવરની પાળો સોનાની કલ્પી છે આપણે રહ્યા મધ્યમજીવ. મને તો ચન્દ્ર સોનાનોયે નથી લાગતો કે નથી લાગતો ચાંદીનો! ચન્દ્ર તો કોઈ ગોવાલણનો માંજ્યો કાંસાનો ઘડૂલો છે માંજેલો કાંસાનો ઘડૂલો સોના અને રૂપાના ઘડૂલાને પણ હડફટમા લે એવુ રૂપ ધરે છે! કોઈ ગોવાલણી માંજેલા આ ઘડૂલામા દૂધ ભરીને વેચવા નીકળી છે, પણ એ બાવરીની દોણીમાંથી દૂધ છલકાઈ રહ્યુ છે અને એ દૂધમાં સમગ્ર સસાર તરી રહ્યો છે.

ચન્દ્રની કૌમુદીને દૂધ કહેલુ હોય તો આપણી ના નથી પણ આ દૂધ દેવતાઓની કામદુગ્ધા ધેનુ છે ને તેનુ છે. માતા કામધેનુના આંચળમાંથી છલકાતું આ કેસરિયું દૂધ સસારને અમૃતનુ પાન કરાવે છે પણ કોઈ ધન્ય જીવડા એ દૂધનું રસપાન કરે છે.

હૈયાના મહેલમા જેવી કવિતા ઊભરી રહે,
એવી ગેબી પ્રભાવતી ચન્દ્રની ચન્દ્રિકા વહે

આ છલકાતુ અમૃત શી રીતે ઝીલવું? કવિ ન્હાનાલાલની મૂઝવણ હુ અનુભવુ છુ

ઝીલુ નહી તો ઝરી જતું રે બ્હેન!
ઝીલુ તો ઝરે દશધાર
જગમાલણી રે! બ્હેન
અમૃત અજલિમા નહી ઝીલું રે બ્હે

કવિને આ અમૃત ઝીલવા ફૂલકટોરી જોઈએ છીએ. પણ આપણે તો બ્રહ્માએ દીધેલાં નેત્રકમળ વડે એ અમૃત ઝીલીશું. આજે અવકાશ અને ધરતી બન્ને શોભે છે. ચંદ્રથી ધરતી મુગ્ધ બની ગઈ છે. અજબનું લાવણ્ય ધરીને એ ચંદ્રને અભિસારે નીકળી છે. ધરતીને સંબોધી કહેવાનું મન થાય છે:

દેખકે તેરા રૂપ સલોના ચાંદ નીકલકર આતા હૈ

અરે આ ચંદ્રરાજ લાવણ્યમયી ધરતીને નિહાળવા તો ગગનને ગોખ ચડયો છે ધરતી વિષે વિચારતાં ધરતીની એક વાત યાદ આવે છે. મોગલ જમાનાની એ વાત છે. શરદની ચાંદની રાત છે. જહાંગીર પોતાની બેગમો સાથે કૌમુદી–સ્નાન કરી રહ્યો છે. પડખે કૌમુદીને પણ અજવાળતી શ્વેતાંબરી ચંદ્રાનના નૂરજહાં શોભે છે. બીજે પડખે અંબરનંદિની ગુલાબી વસ્ત્રમાં ગુલબદન જેવી રૂપમાં રંગ પૂરે છે. નૂરજહાં કહે છે: સંસાર આજે ચંદ્રનાં શ્વેત કિરણોમાં નહાય છે ત્યારે આ ગુલાબી વસ્ત્રો પ્રકૃતિની શોભાને વિકૃત કરે છે. નૂરજહાં મોતી જેવું ધવલ સ્મિત વેરે છે અને કટાક્ષની પણ ધવલ કટારી ચમકાવે છે. અંબરનંદિની પણ કવિહૃદયા છે. પ્રતિઉત્તર વાળે છે: અરે! આ ચાંદ તો બિચારી વિધવા છે, એટલે ધવલ વસ્ત્ર પહેરે ને! હું તો સુવાસિની. પતિના સૌભાગ્યથી ગુલાબી છું. સંસારનો એ ચાંદ આ ગુલાલ જીડયું તેથી જંખવાયો કે નહીં તે શું ખબર પડે! પણ ચંદ્રને પૂછવાનું મન થાય છે; ભલા—

એકલા ઊગવું સોહ્યું એકલા આથમી જવું;
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શે થવું?

આ સ્મરું છું ત્યાં મારા મિત્ર સુંદરમ્એ અલંકાર-શાસ્ત્રી મમ્મટનો એક શ્લોક કહ્યો હતો તે સારરૂપે યાદ આવે છે. વૃક્ષોની ઘટામાંથી નીતરતી કૌમુદીને કમલતંતુ માની પેલો ગજરાજ સૂંઢવતી તેને ખેંચવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. અને પણે પેલો ગની બિલાડો કપાળ ઉપર થતી કૌમુદી-વર્ષાને દૂધ માની જીભથી ચાટવા જાય છે અને પણે અર્ધતંદ્રામાં સૂતેલી દિગંબરી ચાંદનીને રૂપેરી ચાદર ધારી ઓઢવા હાથ લંબાવે છે. છટછટ આ સંસ્કૃત કવિઓને ચાળે કયાં ચઢ્યો! સોમરસ પીતાં આવડ્યો તો તો મસ્ત બની આનંદ લૂંટીશ. નહીં તો છાકટો બની જવાશે. લેટીનમાં ચંદ્રને Luna કહે છે. Luna કવિત્તાનો દેવતા છે અને ગાંડપણનો પણ દેવ છે. કવિતાની ઉપાસના કરતાં ગાંડપણને છંદે ચઢી જવાશે એનું ધ્યાન રાખજે. પણ ત્યાં તો ડૉ. હરિપ્રસાદનું કહેલું એક જાપાની લઘુ કાવ્ય યાદ આવે છે. ચંદ્ર સોળે કળાએ ખીલી રહ્યો છે. ત્યારે એક યોગી ધ્યાનસ્થ થઈ બેઠો છે. કવિ તેને પૂછે છે: ભલા યોગી! ચંદ્ર જ્યારે સોળે કળાએ ખીલી રહ્યો છે ત્યારે તું આંખો બંધ કરીને શું વિચારી રહ્યો છે?

નીલ આકાશમાં ચમકતો ચંદ્ર જોઈ ઘનશ્યામ પરમાત્માનું મુખચંદ્ર નિહાળ્યાની હું તૃપ્તિ અનુભવું છું. કોણ

ચડે આ ધરતી કે આ નીલ આકાશને કૌમુદીથી ઉજાળતો ચંદ્ર !

शशिना च निशा, निशया च शशी ।
शशिना निशया च, विभाति नभः ॥

મિત્રો ઘસઘસાટ ઊંઘે છે અને પડખેના ડબ્બામાં એક નહીં બે પૂર્ણિમાઓ આકાશની પૂર્ણિમાની કૌમુદી ઝીલવાને બદલે "ડીમ ડીમ ડીગા ડીગા" ગાવામાં મસ્ત છે. શું થાય ! ચંદ્રનાં શીતળ રશ્મિ મારાં પોપચાં ઉપર મૃદુ સ્પર્શ કરે છે. યોગસમાધિ જેવી મીઠી નિંદ્રસમાધિમાં હું ડૂબી જાઉં છું.

## રાણકપુર

સવાર થાય છે અને ફાલનાના સ્ટેશને અમે ઊતરીએ છીએ. બધી પ્રાત વિધિ પરવારી, મોટર કરી રાણકપુર અમે ઊપડયા ખાસા પચ્ચીસ ત્રીસ માઈલ કાપી અમે રાણકપુર આવ્યા આ તે શું સુંદર દ્રશ્ય છે! ધરતીની નીલિમા ઉપર આરસનાં પોયણાં હસી રહ્યા છે જૈનોને ભગવાને શ્રી આપી શ્રીને વ્યાજ સાથે તેમણે દેવમંદિર તરફ વાળી છે

સજાવ્યા જૈને રસગણુગાર
લતા મંડપ સમ ધર્માગાર

કળીના લાડુ અને ગાઠિયા વડે અમારું સ્વાગત થયુ. અહીં આરસમા અદ્ભુતનુ કાવ્ય કંડારેલું હતુ. અલકાપુરીમા ઓપતા કોઈ ગાંધર્વના આલય જેવા રૂપથી આ દેવમંદિરો ઓપતા હતા સાથે જ કોઈ સ્વર્ગીય સૃષ્ટિમા અમે પ્રવેશી રહ્યા હતા

ધરણુ વિહાર મંદિર કોઈ ધરણા શાહ નામના એક ધનપતિએ બંધાવ્યુ છે ૪૮૦૦૨ ફૂટના વિસ્તારમા મંદિર અને ખૂણાના ૪ ગભારાઓ મળીને ૫ મોટા શિખરો, ૨૪ મંડપો, ૮૪ દેરીઓ, ૯ ભોયરાઓ તેમા આવેલા છે ૧૦૪૪ સ્થભોનુ સુંદર સ્થભવન છે કેવડી મહા વિશાળ આ સૃષ્ટિ છે!

તેમાંથી જર્જરિત થઈ કેટલો ભાગ ક્ષય પામ્યો છે. જે અવશેષ છે તે આ છે. ચાર દરવાજાએ ચૌમુખ પ્રતિમાઓ આવેલી છે. આવડું મોટું વિશાળ મંદિર જોતાં મંત્રમુગ્ધ થવાય છે. ભવ્યતાનું કાવ્ય કોમળ લયોમાં અહીં વણાયું છે.

મંદિરમાં એક રાણા કુંભાએ બાંધવા માંડેલો પણ આજ સુધી અપૂર્ણ રહેલો ઊંચો રાણકથંભ બ. ક. ઠા.ની "તોડેલી ડાળ" જેવું અપૂર્ણ પણ લયમધુર કાવ્ય છે.

નીચે મંદિરો છે. અગાશીમાં પણ સુંદર અભિરામ મૂર્તિઓથી સ્થાપિત કરેલાં મંદિરો છે. એક જુઓ અને બીજું ભૂલો એવું લાવણ્ય આ મંદિરોમાં છલકાય છે.

ઊંચે ઘુમ્મટ ઊંધા મૂકેલા કમળની જેમ શોભે છે. તેમાં સુંદર કમળપત્રો અને વેલબુટ્ટીઓ છે. નીચેના કંદોરા ઉપર ગણપતિની હારમાળાઓ છે. તેની ઉપર અર્ધનગ્ન અપ્સરાવૃંદ પથ્થરમાંથી પ્રાણ લઈને વિહરી રહ્યું છે. આપણાં પ્રાચીન ધર્મસ્થાનોમાં અર્ધનગ્નતા Nudism કલામાં કેમ કંડારાએલી હશે? વૈરાગ્યને ઉપાસતાં, શૈવ, બૌદ્ધ અને જૈન દેવાલયોમાં પણ આજ સુધી આ રીતનું જ મૂર્તિવિધાન થતું રહ્યું છે. Sex—ને પથ્થરમાં કંડારી રોજની નજર સામે વિહરતી કરી તેને ચિત્તમાંથી દૂર કરવાની તો આ કોઈ યોજના નહીં હોય?

આમ વિચારતો હું ગુંબજ ઉપર નજર નાખું છું. ત્રિભંગ રચીને અપ્સરા વૃંદમાંથી કોઈ મૃદંગ બજાવે છે, કોઈ વેણુ

વગાડે છે, કોઈ એ વીણા હાથ ધરી છે, કોઈ ઝાંઝને ઝમકાવતી તાલ પૂરી રહી છે કોઈના હાથમાં ડફ છે તો કોઈ વળી અભિનવ મુદ્રામાં નૃત્યનો તાલ આપી રહી છે. પ્રત્યેક અપ્સરાનો અંગમરોડ એક અદ્‌ભુતની રૂપછટા છલકાવે છે હું નજર કરી કરીને એ રૂપલીલા નિહાળું છું. એ લાવણ્યનું અમૃત આંખેથી પીધે જાઉં છું. જાણે એક અદ્‌ભુતનું વૃંદનૃત્ય શરૂ થયું છે દરેક અપ્સરા તાલબદ્ધ પગ ઉપાડી નૃત્યને વિસ્તારે છે સમગ્ર વૃંદ ગોળ ઘૂમરી લઈ રહ્યું છે. મને ચકર આવે છે અને ત્યારે જ સમજાય છે કે નૃત્યવિલાસમાં મસ્ત બનેલું ચિત્ત પણ ચગડોળે ચડયું છે હું ધન્ય ધન્ય બની જાઉં છું. પૂર્ણિમાનાં અમૃત આ દિવ્ય સૃષ્ટિમાં પણ છલકાય છે અને અંતરને એ અમૃતથી સભર ભરે છે. હૃદયને નચાવતી ગાડી અમને ઘર તરફ ઉપાડી જાય છે.

Sweet Sweet home

ગાડીનાં પૈડાં તાલ આપે છે. અને
દિલ બીજો સાદ પણ પૂરે છે:
હું તો આવી, અહીં બની ગ[illegible]

## અર્બુદાચલ

પર્વતો મને અતિપ્રિય છે. મારું બાળપણ પ્રર્વતપ્રદેશમાં ગયું હતું. એથી બાળપણના મારા એ ભેરુબંધ બની ગયા છે. તેથી હો કે પછી પર્વતો ઊર્ધ્વમુખી રહ્યા અને એ આપણી ઊર્ધ્વગામી વૃત્તિને ઉત્તેજી ઉન્નત બનવા પ્રેરે છે એ એમની સંતવૃત્તિ મને પ્રિય હો તેથી પણ મને આબુ જવાનું થતાં મન આનંદ-મુગ્ધ બની ગયું. મારો રાજસ્થાનનો પ્રવાસ આબુની યાત્રા વિના અધૂરો રહ્યો હતો અને તે અધૂરી વાસના આજે તૃપ્ત થતી હતી. અંબાજીનાં દર્શન કર્યાં અને પૂજારીની દ્રવ્ય-લોભી વૃત્તિ અનુભવી. મારી શ્રદ્ધા માને ચરણે મૂકી અંબાજી છોડી આબુ જવા નીકળ્યો. કોટેશ્વરની પ્રકૃતિલીલા ગ્રીષ્મની ફૂંકે શુષ્ક થઈ રહી હતી અને ક્ષીણકાય સરસ્વતીની દોટમાંથી કાવ્ય અને કલગાન ક્ષયરોગી દર્દીના નાડીના ધબકારા જેવાં ધીરાં અને મંદ બની ગયાં હતાં. પ્રકૃતિદર્શનનો આનંદ ઝીલવા અધીર જીવ થોડોક નિરાશ થઈ આબુને શરણે આવ્યો હતો.

મારે મન આબુનું ઐતિહાસિક મહત્ત્વ હતું. અહીંયાં જ ઈડરથી નાસી છૂટી બાપારાવે બાળપણનાં થોડાંક વર્ષ ગાળ્યાં હતાં. અહીંનાં જંગલોમાં સિસોદિયા વીરો મોગલ સમ્રાટોને પડકારતાં થાકતા ત્યારે વિશ્રામ કરી, પુનઃ શક્તિ મેળવી મોગલ દળને પડકારવા ધસી જતા. ઔરંગઝેબની સામ્રાજ્યલોભી

વૃત્તિને પડકારતો મારવાડનો વીરોત્તમ દુર્ગાદાસ, વર્ષો સુધી સંતાતો, છુપાતો ઔરંગઝેબના લશ્કર ઉપર અણચિંતવ્યો તૂટી તેને વેરવિખેર કરી મૂકતો. સહ્યાદ્રિના ઉંદર શિવાજીથી ન ડરનાર ઔરંગઝેબ વીર દુર્ગાદાસથી તોબાહ પોકારતો. ત્યારે એ વીર પુરુષનું આબુ એ આશ્રયસ્થાન હતો.

અને આબુનું પૌરાણિક મહત્ત્વ પણ કંઇ જેવું તેવું નથી. હિમાલયનો એ તનુજ છે. કોઈ ઋષિરાજની ગાય અહીંની ઊંડી ખોમાં પડી જતાં પયધારા ઊભરાવી એ ઊંડી ખીણ તરી આવી હતી એવી ચમત્કારિક ધર્મકથા આબુ સાથે વણાએલી છે. જ્યારે ભારતવર્ષના ક્ષાત્રો અંદર અંદર લડી લડીને અને પરદેશીઓ સામે ટક્કર ઝીલી નામશેષ થવા આવ્યા ત્યારે સન્નિષ્ઠ સમાજસેવક વિશ્વામિત્રે પરદેશી જાતિઓ અને આદિવાસીઓને ક્ષાત્રદીક્ષા આપી અણીની વેળાએ સૈન્યમાં રાષ્ટ્રવીરોની ભરતી કરી આપી દેશની અનન્ય સેવા કરી હતી. એની સાક્ષી પૂરતો એક અગ્નિકુંડ હજી અહીં જ ઊભો છે. એવી આ વીરજનની ભૂમિની યાત્રાએ હું આજે જઈ રહ્યો હતો.

અને આબુ મારા ગુજરાતની ધનશ્રી, ધર્મશ્રી અને વીરશ્રીને પોતાની પીઠ ઉપર ધરી વિશ્વમાં એનો ડંકો વગાડે છે કલારસિકોના હૈયામાં જેની કોતરણીએ કામણ જગાડયાં છે એ વસ્તુપાળ અને તેજપાળના જૈનાલયોનું કૌતુક બાળપણથી મનને આકર્ષતું નિમંત્રી રહ્યું હતું અને આજે આ વયે એ

દર્શન સુલભ બનતું હતું. આનંદ કેમ ન હોય!

આબુરોડથી સડસડાટ દોડતી રાજસ્થાની એસ. ટી. અમને આબુ તરફ વહી રહી હતી. ખારી નદીનો પુલ વટાવ્યો અને શરીરને એરકુલરની શીતળતા સ્પર્શી ગઈ. ગિરિરાજ આબુનું એનાં અપત્યો પ્રત્યેનું હૃદયની શીતળતા વરસાવતું એ સ્વાગત હતું.

રાત જામતી હતી

Purple Headed mountain, &
River running by—

ની પંક્તિઓ સ્મૃતિમાં જાગી ગઈ. નીલવર્ણા આબુ અને અરવલ્લીનાં ગિરિમાળાનાં શિખરો અને રૂપેરી ચમકતી નદીને દોડી જતી જોવાની અભીપ્સા પૂરી થઈ નહીં. મારી બેઠકની ડાબી બાજુએ ખીણ હતી અને ભેખડો તરફ મારી બેઠક હતી. એટલે પ્રકૃતિલીલાનું કાવ્ય માણવાની મારી ઉમેદ અતૃપ્ત રહી. પણ ત્યાં તો આબુનાં સાચાં તનુજો અને તનયાઓ, આદિવાસી સ્ત્રી-પુરુષો, રંગબેરંગી વસ્ત્રોની ભભકથી ખીલી ઊઠેલાં, તેમની વણઝાર આગળ ને આગળ વૈશાખી મેળામાં ચાલે જતી હતી ઘણાંખરાં ટોળાંની અગ્રેસરા કોઈક તેજીલી, નિર્ભય એવી યુવતી હતી. પગનું જોમ અને દિલનો આનંદ તેમની મસ્તાની ચાલમાં વર્તાતો હતો. કોઈ રસિક ભીલ પાવો બજાવતો નાચતો હતો. તો કોઈ બાળક તેની કાયા અર્ધી દટાઈ જાય તેવડું મોટું ઢોલ ગળે બાધી મસ્તાનો બની દાંડિયો ઢોલ ઉપર પીટતો ઠમકી રહ્યો

હતો. બધાં જ પગે ચાલે છે. કોઈ ગાય છે, કોઈ નાચે છે. આ આદિવાસીઓ આંતર-પ્રેરિત આનંદ લૂંટવાની શક્તિ સાચવી રહ્યાં છે. જ્યારે આપણા નવજુવાનો તો જુઓ. એમને આનંદ આપવા ટ્રાન્ઝીસ્ટર રેડિયોમાંથી કોઈ ચીબરા અવાજવાળી બાઈ ગાઈ રહી છે. એ સમૂહમાં રહેતાં, ગાનાં અને નાચતાંયે ભૂલી ગયા છે.

અમે આબુ આવી ગયા. દ્રવ્યલોભી લોજવાળાઓની છલનાનો ભોગ બનતા સહેજમાં બચી ગયા. અમે સરસ્વતી લોજમાં આવી ઊભા. નાનકડી ઓરડી ભાડે લઈ લીધી. સામે નખી તલાવનું રૂપેરી પાણી ચમકતું હતું અને પડખે જ ગાંધી-વાટિકાની ફૂલવાડી ઝૂકી રહી હતી. લોજની નીચેના બાગની ઊંચી વાટિકા ઉપર આસનસ્થ બુદ્ધ નખી તલાવ અને ગાંધી-વાટિકાની રસિક માનવ મેદનીની નફ્ટ મસ્તાની લીલા જોતાં અકળાઈ, આંખો મીંચી ગયા હતા. આ તે મારા બાળપણના સ્મરણમાં કલ્પાએલો આબુ હતો કે સ્વપ્નની સૃષ્ટિમાં રચાઈ ગએલી પરીઓની લીલાભૂમિ હતી ! રંગબેરંગી વીજળીના દીવાઓ જ્યાં અને ત્યાં ઝગકાવી દઈ રાજસ્થાનની સરકારે મછંદરનાથ ભૂલા પડી જાય તેવી માયાવી નગરી રચી હતી ટ્રાન્ઝીસ્ટર રેડિયોમાંથી દર્દભર્યાં અને મદભર્યાં ગીતો રેલાતાં હતાં. પુરૂષો અને સ્ત્રીઓ હોલીવુડ મુડમાંથી હોલીવુડની સૃષ્ટિ રચી રહ્યાં હતાં. રૂપનો જાણે મોગલ યુગનો નવરોઝ રચાયો

હતો. લાલી, લીપસ્ટીક અને પાવડરના લપેડા અને કૃત્રિમ હાસ્યથી વાતાવરણ મનને અકળાવી મૂકે અને છતાં નાસી છૂટાય નહીં એવા ઓથાર નીચે તે દાબતું હતું. પ્રૌઢાઓ મધ્યા બની મહાલતી હતી. મધ્યાઓ યૌવનના બહારમાં ખીલવા મથતી, યુવાનીને મદીલી બનાવી વિલસતી હતી અને મુગ્ધાઓ મુગ્ધકરા બની ભમતી હતી. અને પુરુષ વર્ગ દમયંતીના સ્વયંવરમાં ઉમેદવાર બની જતો હોય એવો જણાતો હતો. લાજ શરમાઈ મોં છૂપાવી રહી હોય એવો ભાસ થતો હતો. પર્વતો, ધર્મમંદિરોને, સાધુસંતોની તપોભૂમિ મટાડી દઈ માનવ વિલાસની ક્રીડાભૂમિ આધુનિક સંસ્કૃતિએ બનાવવા માંડયાં હતાં. વૈશાખી ચૌદશનો ચંદ્ર નખી તલાવમાં ચમકતો જોવાની ખેવના ધરાવતું મન માયાવી દીપમાળાની ચમકમાં ફસાઈ જતું હતું.

બીજે દિવસે અમે અર્બુદા જવા ઊપડયા. માર્ગ ઉન્નત હતો. પગથિયાંનું ચઢાણ વિષમ અને સીધું હતું, અને હું ડરતો ડરતો ધીરે ધીરે અર્બુદા દેવીના દર્શને જવા આગળ વધ્યો. નીલવર્ણું આકાશ, નીલવર્ણી અરવલ્લીની હારમાળા, અને નીચે ખીણમાં નીલવર્ણાં વૃક્ષો શોભતાં હતાં. કયારેક બુલબુલનું લયમધુર ગાન અંતરમાં આનંદ ભરી જતું હતું. અર્બુદાદેવીનું મંદિર કેવું ગજબનું સાદું હતું અને છતાં પરમ પાવનકારી હતું! શ્રીમંત જૈનોએ પોતાની ધનસંપત્તિ વડે પર્વતોનાં ઊંચાં શિખરો ઉપર આરસનાં ધર્માલયો બાંધી ધર્મશ્રદ્ધાનું કલાત્મક કાવ્ય નિર્મ્યું હતું. જ્યારે બીજી બાજુ હિંદુ વૈરાગી એકલવીર સંતે ઊંચામાં ઊંચા શિખરે ચઢી જઈ સાદી પ્રકૃતિએ બનાવેલી ભેખડની ગુફામાં પોતાની ઈશ્વર પરની શ્રદ્ધા સ્થાપી દીધી હતી. શ્વાસ થંભી જાય એટલી ઊંચાઈએ ચઢી એકાદ શિલાની આડમાં એકાદ ખરબચડા પથ્થરને દેવ-રૂપે આરાધનાર તપસ્વી સાધુની નિશ્ચલિત શ્રદ્ધાનું એ કાવ્ય હતું. સર્વત્ર વ્યાપેલી વનશ્રી, વિસ્તીર્ણ ક્ષિતિજો, કલગાન કરતાં ઝરણાંઓ અને લયમધુર પંખીઓની મંજુલ સ્વરાવલિ અને ઊંચે અવકાશની અનંત ભવ્યતામાં વ્યાપેલી સર્વશક્તિ-મયીનાં દર્શન કરી કૃતાર્થ થયેલો સંત, થોડી ક્ષણો પલાંઠી વાળી

એ શક્તિને ધ્યાન દ્વારા અંતરમાં ઉતારવા આવી જ ગુફામાં આરાધના કરી શકે એમ મને સ્વીકાર્યું. અને એ તપસ્વી સાધુની શ્રદ્ધાને અંતર નમી પડયું. પ્રકૃતિમૈયાની રમ્ય અને ભવ્ય સૃષ્ટિને નજરમાં ઉતારી અર્બુદા મૈયાનાં દર્શન કરવા ગુફા તરફ અમે વળ્યા. ઊંચી ભેખડોની ગલીકૂંચીમાં શરીર અને માથું ક્યાંક ભટકાય નહી એમ સાવચેતીથી ગુફાની નીચે સ્થપાએલી માતાનાં દર્શન કરવા હું નીચે વળ્યો. "જય અર્બુદે!" કરી અંતરે એ દેવતાનો જયનાદ લલકાર્યો સાદાઈનું કાવ્ય મને અર્બુદા દેવીમાં લાધી ગયુ. ઊંચે ને ઊંચે વગર હાંફ્યે આગળ–ને આગળ ચઢયે જાઓ. સર્વેશ્વરનાં દર્શન એ તપરૂપે તમને થવાનાં છે એ તત્ત્વ મને દિલમાં ઊગી ઊઠયું.

મારા મિત્ર સુંદરમની પેલી પ્રસિદ્ધ પંક્તિઓ યાદ આવી ગઈ:

"પર્વતના શિખરે સ્થિર બેસી કોણ સનાતન જોતું વાટ!"

વાટ જોનાર પ્રિયતમને પર્વતના શિખરે ચઢી પકડી પાડયાનો આનંદ અંતરમાં ઊભરાતો હતો.



## અચલગઢને માર્ગે

અર્બુદા દેવીનાં દર્શન કરી સડસડાટ અમે નીચે ઊતરી ગયા. ઊંચે આગળ વધવામાં પરિશ્રમ છે, નીચે ઊતરવામાં કંઈ વાર લાગતી નથી. પતન સાહજિક છે, ચઢાણ જ શ્રમસાધ્ય છે. જીવનનું આ રહસ્ય અર્બુદા મૈયાએ સમજાવ્યું. અમારે દેલવાડા પહોંચી ત્યાંનાં જગપ્રસિદ્ધ કલાધામો નેત્ર ભરીને નિહાળવાં હતાં. શિલ્પમાં આપણા એ સોમપુરા કલાકારોએ કંડારેલું કાવ્ય માણવાની અંતરમાં તાલાવેલી લાગી હતી. માર્ગમાં રાજસ્થાની નવજુવાનોનો કેમ્પ હતો. તાલબદ્ધ પરેડ ચાલતી હતી. આવા જ કોઈક સ્થળે આપણા પર્વતારોહકો આરોહણનું શાસ્ત્ર શીખી રહ્યા છે અને એમાં આપણા ગુજરાતના નવયુવાનો અને નવયુવતીઓ પણ છે. આટલામાં જ એ પ્રવૃત્તિ ચાલતી હશે. એમની છલકાતી નવયુવાનીની ઝાંખી

કરી લેવા આંખોએ આમ તેમ ડાફોળિયાં માર્યાં પણ તૃપ્તિ થઈ નહીં. ત્યાં તો વિશાળ દુર્ગપુરી હોય એવાં દેલવાડાનાં દહેરાં જણાયાં. ખબર પડી કે જૈનાલયોમાં બાર વાગ્યા સુધી જૈનધર્મીઓ જ ધર્મયાત્રા માટે પ્રવેશી શકે છે. જૈનેતરો, બપોરે કલાયાત્રા કરી શકે છે. એટલે અમો કલાપૂજકોને ઊછળતા ઉમંગને સંયમમાં પૂરી દેવો પડયો સમય કેવી રીતે પૂરો કરવો તેની આયોજના ઘડી કાઢી. પડખે જ પાંડવોની ગુફાઓ હતી. એ જોવા જવાનો નિર્ણય કર્યો. અલબત્ત અહીં ઈલોરા કે અજંટાની ગુફામાં થતાં કલાદર્શન થવાનાં ન હતાં. પણ તપોનિષ્ઠ સાધુઓનું સંસારથી વિરક્ત થઈ ઈશ્વરનિષ્ઠ થવાનું આ તો સ્થળ રહ્યું. નિશાચરો સામાન્ય સંજોગોમાં નિવાસ કરી રહે ત્યાં અહીં બ્રહ્મચરોને પલાંઠી વાળી બેસી જવાની એ તો બોડો હતી. ચારે બાજુ ઊંચી ઊંચી ભેખડો પથરાએલી પડી હતી. ખડકો ઉપર નજર માંડો તો કોઈક શિલા ઊંટ, મેડક કે ગજરાજની આકૃતિ ધરતી ઊભી હતી. અમારી લૉજની બરોબર ઉપર 'ટોડરોક' નખી તલાવમાં કૂદકો મારવાની રાહ જોતા મેડકની જેમ ઊભો છે. એ અને આ બધા ખડકો આવા જ પ્રકૃતિએ શિલ્પ કરેલાં સ્વચ્છંદ કલાસર્જનો છે એમ સમજાઈ ગયું. ટોડરોકનું કુતૂહલ શમી ગયું. પાંડવોની ગુફા એ ભેખડોનો સમૂહ છે.

આમજનોએ પાંડવોના ગુપ્ત નિવાસને આ સ્થળ સાથે

સાંકળી દીધો છે. 'હસ્તિનાપુર છોડી બિચારા પાંડવો હિંદને ખૂણે ખૂણે અને પર્વતે પર્વતે પોતાનો નિવાસ કરતા ફર્યા હશે ખરાને!' આવો પ્રશ્ન તમે આસ્તિક હિંદુઓ આગળ કરો તોયે એમની નિશ્ચલ શ્રદ્ધા ડગવાની નહીં. અહીં એક ભેખડ બીજી ભેખડ ઉપર છાપરું બની ઊભી છે. નાનકડું શિશુ ઝરણું જન્મ લઈ રમવા નીસરતું તમારું સ્વાગત કરતું કલકલ હાસ્ય રેલી વાત કરવા ઊભું છે. ઠેસો ખાતા, ખડકો પકડતા, પથરાઓ વચ્ચે થઈ નીચે ઊતરો, ઝરણાના પાણીમાં પગ બોળો અને તમારી નજર એક ગુફા તરફ વળે છે. એક મોટી શિલા છાપરું બની બીજી શિલા ઉપર તોળાઈને ખડી છે। નીચલી શિલા પર જમીનનો સહેજ આધાર લઈ, એક પગે ખડી રહી, તપ કરતા હઠયોગીની સ્થિતિમાં આસન જમાવી ઊભી છે. તમારા કાંડામાં બળ હોય તો એ શિલા ઉપર હાથ ટેકવી શરીરને કાંડાના બળ ઉપર તોળી ઊંચે ગુફામાં જઈ શકો. થોડીક મધમાખીઓ ગણગણતી ગુફાના દ્વાર આગળ ભમે છે. ધૂમસેર નાનકડી ધૂણીમાંથી હવામાં વિસ્તરી રહી છે. એક ત્રિશૂળ ધૂણી પાસે જમીનમાં ખોડેલું ઊભું છે. એક મટકી છે, એકાદ લંગોટી લટકે છે, ચીપિયો અને કમંડલુ પડયાં છે અને એક મૃગ ચર્મ ઉપર એક યોગીરાજ નિદ્રસ્થ થઈ લંબાયા છે. નિર્જનતા સર્વત્ર વ્યાપેલી છે. આવા સ્થળે વસી આ સિદ્ધાત્મા સાધના કરે છે. નખી તલાવ ઉપરની નિહાળેલી માયાવી સૃષ્ટિથી

અકળાયેલું મન આ તપોભૂમિ અને તપસ્વી પુરુષના દર્શને ધન્ય ધન્ય બની ગયું છે. આજનો દિવસ એ ધર્મ પર્વ જ હોય એવી શાતા ચિત્ત અનુભવે છે. સાધુરાજના ચરણે જઈ નમન કરી એમની વિરક્તિનો અંશ પણ આ જીવનમાં ઊતરે એવા આશીર્વચન મેળવવા ચિત્તમાં ઝંખના જાગે છે. પણ નિદ્રા પણ સમાધિ છે. સમાધિભંગનું પાપ નહીં વહોરવું એમ ઠરાવી મનોમન તેમને પ્રણામ કર્યા અને પાછા વળ્યા.

ઈશ્વરભક્તિ જ તપ અને ત્યાગ માગે છે એવું નથી. પ્રણયની આરાધના પણ એક વિશિષ્ટ પ્રકારનું તપ છે. જગતે રામ અને સીતાની, કૃષ્ણ અને રાધાની પ્રણય સાધનાની યુગોથી અર્ચના કરી છે. શિરીન અને ફરહાદ, લયલા અને મજનુ, રોમિયો અને જુલિયેટ, સુહીણી મેહાર, શેણી વિજાણંદને પૂજ્યાં છે અને ગાયાં છે. પ્રણયના દેવતાને ઈશ્વર બનાવી તેની આરાધના કરનારની જગતે ભક્તિ કરી છે. તેની કવિતા જગત-જનોએ લલકારી છે. એવી પ્રણયયાત્રાની ભૂમિ ઉપર અમે અદબપૂર્વક પગ માંડીએ છીએ. આ જગા રસિયા વહાલમને નામે ઓળખાય છે. અહીં એક મૂર્તિ વહાલમની ખડી છે અને બીજી મૂર્તિ કુમારી કન્યાની એક દેહરી નીચે બેઠી છે. વહાલમ અને કન્યા એકબીજાને હૃદયથી ચાહતાં હતાં અને એક બીજાનાં થવા ઝંખતાં હતાં. પણ સાસુમાએ તેમ થવા દીધું નહીં અને આ પ્રેમી પાગલોએ પ્રાણાર્પણ

કર્યાં! જગતે તેમની મૂર્તિ સ્થાપી આરાધવાં શરૂ કર્યાં.સંસારી-જનો અહીં આવી આ બન્ને સ્નેહમૂર્તિઓને પ્રણામ કરે છે અને પોતાના પ્રણય જીવનની મંગલતા યાચે છે અને સામે એક પથરાનો ઢગ પડયો છે તે સાસુમાનું સ્થાન ગણાય છે. તેની ઉપર ઢેખાળા ફેંકી ઘાતક સાસુમા ઉપર ફિટકાર વરસાવે છે. શંકર ભગવાન પડખે પલાંઠી વાળી બેઠા છે. શંકર પણ સ્નેહયોગી-છે ને? ઉમાનું બલિદાન લેવાયા પછી સ્નેહયોગીઓને એ શંકરનો સાથ અને આશીર્વાદ મળી રહે છે! એક નાનકડી કુટિર છે. તેના દ્વાર ઉપર સ્વામી શિવાનંદજીના નામનું પાટિયું લટકે છે, કોઈ ભણેલ ગણેલ સંન્યાસી અહીં વસે છે અને પોતાની જ્ઞાનપ્રવૃત્તિ ચલાવે છે. તેમને મળવાનો સમય બપોરના ચારનો છે જે બોર્ડ ઉપર નોંધેલો છે એટલે આ નવયુગી સંત પુરુષને પણ મળવું શકય નથી. હજુ તો જૈનાલયોમાં પ્રવેશી શકાય તેમ નથી. એટલે રાજસ્થાનની એસ. ટી.માં બેસી અચળગઢ જવા અમે ઊપડીએ છીએ, પડખેના જંગલી આંબામાં બેસી એક કોકિલ અમારા આત્માના આનંદના પડઘા પોતાના ટહુકામાં પાડે છે

મોટરે અમને અચલગઢ લાવી મૂકયા. ઊંચે સોપાનોની પરંપરા ચઢીને જવાનું છે. માંદલાં, હૃદયનાં માંદલાઓને થકવી દે તેવું સીધું ચઢાણ છે! કોઈ શ્રીમંતને ડોળીમાં ઉપાડી એમને ધર્મલાભ આપવાને બિચારા શ્રમજીવી ભારવાહકો

તેમની સાડાપાંચ મણ કાયાનો અસંખ્ય બોજ ઉપાડી ઉપર લઈ જતા હતા. બીજાને ખભે ચઢી અહિંસાપ્રેમી શ્રીમંત ધર્મ-લાભ મેળવ્યાનો સંતોષ અનુભવતા હતા! અર્બુદા દેવીના શિખરના ચઢાણ જેવું આ મુશ્કેલ ચઢાણ હતું. શ્રદ્ધા કે મનોબળમાં અચળ વ્યક્તિ અચળગઢને સર કરી શકે એવું કસોટી કરે તેવું ચઢાણ છે. અર્બુદાના શિખરે ચડવાનું સાહસ કરી હું અહીં આવ્યો હતો એટલે સ્વજનો એમ ઇચ્છતાં હતાં કે મારે અચલગઢની તળેટીમાં થંભી જવું. તેમની પ્રેમપૂર્ણ આજ્ઞાને માનવાનો દંભ કરી તેમને આગળ વધવા દઈ ધીરે ધીરે હું આગળ વધવા લાગ્યો. થોડાંક પગથિયાં ચડી, આરામ લઈ, વળી આગળ વધતો વધતો ઉપર ઠેઠ પહોંચી ગયો. દૂર દૂર વિસ્તરતી ક્ષિતિજો હૃદયમાં આહ્લાદ ભરતી હતી. શહેરમાં સાંકડી બની ગએલી ક્ષિતિજો આ ગિરિરાજ વિસ્તારી અમને કહેતા, "તું દેખે છે એવું જગત સાંકડું નથી." અવકાશ લળી લળીને ધરતી પ્રિયાને આશ્લેષતું હતું. નિઃસીમ ભવ્યના નેત્ર આગળ નર્તન કરતી હતી! અનંત તરફ તર્જની બની દેવાલયનું શિખર એ ભવ્યતાના સર્જકને નિહાળવા ઇશારો કરતું ઊભું હતું.

પ્રાચીન કાળમાં રાજા મહારાજાઓએ શિલ્પને અને સ્થાપત્યને ઉત્તેજી ધર્મને કલામાં કંડાર્યો હતો. રાજા મહારાજાઓ જ્યારે તે કામ બરોબર આગળ ન ચલાવી શક્યા ત્યારે એ કામ શ્રીમંત શ્રાવકોએ ચાલુ રાખ્યું. શ્રાવકોની સંપત્તિ આ

ધર્મકાર્યમાં ખર્ચાતી અને એમ શ્રમજીવી અને કલાકારોમાં એ સંપત્તિની વહેંચણી થતી. આ આપણો હતો ભારતીય સમાજવાદ! નેત્રને ઠારે અને અંતરમાં આધ્યાત્મિક ભાવ પ્રેરે એવું દેરાસરનું પવિત્ર વાતાવરણ હતુ. જૈનાલયોની સ્વચ્છતા હિંદુ મંદિરોમાં ઉતારવાની આવશ્યકતા જણાતી હતી. આપણાં પ્રાચીન દેવમંદિરો રંગરોગાનથી કેવી રૂપભરી છટા ધરતાં હશે તે આ સુડોળ, શીળા રંગોમાં ઓપતુ આ દેરાસર ખ્યાલ આપતું હતું. દર્શનની ભીડ નહીં, ધર્મને નામે કોઈ લૂંટ નહીં, દંભ નહીં અને છેતરપીંડી નહીં. શ્રદ્ધાળુ યાત્રીધર્મની પેટીમાં ગુપ્ત દાન કરી ધર્મ લાભ મેળવ્યાનો આનંદ અનુભવતો હતો. શ્રાવકોની શ્રદ્ધા અને ઉદારતા, સ્વચ્છતા અને સુઘડતા, હિંદુ દેવાલયોએ અપનાવા જેવી છે. પાર્શ્વનાથનાં દર્શન કર્યાં. સુગંધીદાર કેસરનો લલાટમાં ચાંલ્લો કરાવી સમય પૂરતા જૈન બની અમે નીચે પાછા વળ્યા. કેટલાક ભર્તૃહરિની તપોભૂમિને જોવા ઊપડયા. પર્વતે પર્વતે પાંડવો અને ભર્તૃહરિ તપ કરવાના જ. તપને યોગ્ય ભૂમિ શ્રદ્ધાળુ હિંદુઓએ જોઈ કે કોક ને કોક પૌરાણિક કથા સાથે તેને સાંકળી દેવાના! ધર્મની લાલચ દર્શાવી પ્રકૃતિ દેવતાનાં દર્શન કરાવવાની હિંદુઓની આ આધ્યાત્મિક ઉસ્તાદી આપણને કેટલો બધો અનુગ્રહ પીરસે છે!

નીચે આવ્યા! જૈનોની આ ધર્મભક્તિ જોઈ મારું હિંદુ

મન શરમાતું હતું ! શું આબુમાં ક્યાંય હિંદુ ધર્મસ્થાન નહીં હોય જે કલામાં અને વાતાવરણમાં જૈનાલયોની સ્પર્ધામાં ઊભું રહે ! વડની નીચે અમે વિરામ લેતા હતા અને અમને દેલવાડા લઈ જતી મોટરની રાહ જોતા હતા ત્યાં એક પતગની પડાળી વાળી ધર્મશાળા જેવું દેખાયું. જરાપણ કુતૂહલ વિના હું અંદર પ્રવેશ્યો અને મારું કુતૂહલ મુગ્ધ બની ઊઠ્યું. ભક્તિભાવ પ્રેરે તેવું અચલેશ્વર–નંદીશ્વરનું શિવાલય ઉન્નત મસ્તકે ભવ્યતા વિસ્તારતું ઊભું હતું. દેલવાડાનાં દેરાસરો એ આરસમાં કંડારેલાં મહાકાવ્ય Epic in Marble છે તો આ આરસનું Lyric in Marble ઊર્મિકાવ્ય હતું. શિવાલયની બરોબર સામે પિત્તળનો નંદી શંકર ભગવાનની પ્રતીક્ષા કરતો પગ વાળી બેઠો હતો. મંદિરના ભવ્ય ઘુંમટ નીચે સ્વયંભૂ પ્રગટેલા શિવલિંગ ઉપર લયમધુર સ્વરે મહિમ્નઃસ્તોત્રમ્ લલકારતા બ્રાહ્મણો અભિષેક કરતા હતા. યક્ષનર્તકીઓ આરસના સ્થંભ ઉપર નર્તન, વાદન અને ગાન કરતી શોભતી હતી કાવ્યાનંદ અનુભવ્યાનો સંતોષ આત્મા અનુભવતો હતો ચારે બાજુ ચોગાનમાં ખૂણે ખૂણે નાનાં નાનાં શિવાલયો વ્યવસ્થિત ગોઠવાઈને ઊભાં હતાં, ત્યાં નર્મદેશ્વર હતા, કાશી વિશ્વેશ્વર અને મહાકાલેશ્વર હતા સોમનાથ હતા. ૐકારેશ્વર હતા, અરે ! બારેબાર પ્રસિદ્ધ જ્યોતિર્લિંગો અહીં સ્થાપવામાં આવ્યાં હતાં. ભારત ભરની યાત્રા કર્યાનો આધ્યાત્મિક સંતોષ ભક્ત ગણ અનુભવે તેવી ધર્મવ્યવસ્થા અહીં ઊભી કરવામાં આવી હતી. વારંવાર

અનાયાસે થઈ ગઈ અને ધરાઈ ધરાઈને યાત્રાસુખ આ ધર્મા-લયમાં અનુભવ્યું. મોટર આવી અને અમારે તો દેલવાડાનાં કલાદર્શને જવું હતું એટલે અચલેશ્વરને વંદના કરી વિદાય માગી દૂર દૂર ગુરુશિખર—આબુનું માઉન્ટ એવરેસ્ટ મોટર-માંથી દેખાતું હતું પણ ત્યાં જઈ પાછા વળવાનો સમય જ ન હતો. પ્રકૃતિની ભવ્ય રાસલીલા ગુરુ—શિખરને ખભે ચઢી જોવી હતી. પણ ગુરુશિખરની ગુરૂકૃપા અમારા ભાગ્યમાં લખાઈ ન હતી. નિશ્વાસ સાથે અમે દેલવાડા જતા હતા. એ વિશ્વાસ હતો કે વ્યાજ સાથે દેલવાડા અમને કલાનંદ પીરસશે જ.

## દેલવાડા કે દેવલવાડા ?

સ્વપ્નું સાકાર થતું હતું. સૌન્દર્ય–દેવતાના દર્શને અમે દેલવાડા આવી પહોંચ્યા, ત્યારે અંતરમાં ઉમંગ માતો ન હતો. પ્રણયનું કાવ્ય આરસમાં તાજમહાલ રૂપે આગ્રામાં રમતું હતું. અહીં આધ્યાત્મિક ભાવો આરસમાં કાવ્ય બની વિલસતા હતા. દેવતાઓ પૃથ્વીલોક ઉપર અવતરે, એકાદ દિવસ માટે પણ તો આવા જ વિશ્રામમંદિરમાં વાસ કરવા લલચાય એવી આરસની લીલામયી સૃષ્ટિમાં અમે પ્રવેશ્યા ત્યારે 'ઓહો' 'અદ્‌ભુત' એથી બીજો વિશેષ ઉદ્‌ગાર વાણીને જડતો ન હતો. મિસરના પીરામીડ કે ભારતના તાજમહાલની કલાસૃષ્ટિ નિહાળતાં આપણને શાષકોના દમામ અને શોષિતેની વેદના એ ભવ્યતાની ભીતરમાંથી રડી ઊઠતી સંભળાય, પણ અહીં તો ઉદારતા અને પ્રેમ, કરુણા અને કલાભક્તિ, સ્મિત વેરતાં અને વંદન કરતાં યાત્રિકોને સત્કારતાં હતાં. આબુ રાજસ્થાન સરકારના છત્ર નીચે રાજસ્થાનનો વાવટો લહેરાવતો ભલે ઊભો પણ એના ઉપર આ દેલવાડાનાં કલામંદિરો ગુજરાતના કીર્તિકલશને ગૌરવભેર ધારણ કરી ગુજરાતી ધાર્મિકતા અને કલાભક્તિનું કાવ્ય લલકારતાં યુગો સુધી અડીખમ ચમકશે. રાજદ્વારી નેતાઓ નકશાઓમાં સરહદો ભલે બદલ્યા કરે પણ સંસ્કારિતાની ખુશબો તેમનાથી વિસ્તરતી

રોકાશે નહીં, આબુનાં આભૂષણો જેવાં જે આ દેલવાડાંનાં કલા-મંદિરો છે તો એ ગુજરાતના સપુતો વિમલશાહ અને વસ્તુપાલ તેજપાલે એ ઘડાવીને આબુને શણગાર્યો છે. આથી આબુ ગુજરાતનો નહી, રાજસ્થાનનો જ નહીં, સમગ્ર ભારતના કલાપૂજકોનું યાત્રાધામ બની દીપી રહ્યો છે. ગુજરાતનું એ ઓછું ગૌરવ નથી.

વિમલશાહનું જિનાલય પ્રવેશતાં આપણને ચકિત કરે છે. ભવ્યતા ગુંબજ બની ઊભી છે. ભીમદેવના મંત્રી વિમળ-શાહે બંધાવેલું આ મંદિર તે કાળમાં રૂા ૧૮ કરોડ અને ૫૬ લાખના ખર્ચે તૈયાર થયું હતું, અને કહે છે; મંદિર માટેની ભૂમિ વિમલ શાહે ત્યાંના રાજા પાસેથી ચાંદીના સિક્કા જમીન પર પાથરી દઈ એ મૂલ્ય રૂપે આપી ખરીદી હતી. આદિનાથની ચિત્તરંજક મૂર્તિ દિવ્યતા પાથરતી, આધ્યાત્મિકતાનું સ્મિત વેરી, પદ્માસન વાળી બેઠી છે. નેત્રમાં ઝવેરાત ચમકે છે અને કંઠમાં કિમતી રત્નના હારો, શોભા બની બેઠા છે. વિરકત જિનવીરોને, સામાન્યભક્તો સંસારી આભૂષણો ધરાવી તેમની અસામાન્યતાની ઠેકડી ઉરાડે છે. વિમલશાહની ગજશાળા, છે અને એમાં શણગારેલા ગજો ઉપર મહાવતો સવારી કાઢવા તૈયાર થઈ બેઠા છે. મંદિરના દ્વાર આગળ અશ્વારૂઢ વિમલ-શાહ નજરે પડે છે. મંદિરની છત ઉપર નજર કરો અને દિવ્ય મૂર્તિઓનાં સ્મિત વેરતાં સ્વરૂપો જોઈ જોઈ તમે મુગ્ધ

બનશે. વિમલશાહના મંદિરની છતમાં દેવસૃષ્ટિ મંદિરની રૂપ-છટા બની શોભે છે.

મધ્યના વિહારમાં વસ્તુપાલ તેજપાલના બંધાવેલા દેવ-મંદિરમાં તમે પ્રવેશો છો અને કલાદેવતા તમારું સ્વાગત કરવા ઊભી છે. તેની રૂપછટા નિહાળી તમારા અંતરમાંથી 'ઓહો અદ્‌ભુત' એવા શબ્દો સરી પડે છે. અને તમે મંત્રમૂઢ બની ઊભા રહો છો! ટાંકણાં અને હથોડીના કારીગરોએ કેવી અનન્ય ધાર્મિકતાથી આરસમાં કુસુમની કોમળતા કંડારી દીધી છે! કમળોની સૃષ્ટિમાં જ આપણે ભૂલા પડયા છીએ! અરે કોઈ દિવ્ય જીવંત સૃષ્ટિ કોઈ દેવતાના અભિશાપને કારણે પથ્થર બની થંભી ગઈ છે! અને એ અભિશાપ આશીર્વાદ બની જાય તો હરતી, ફરતી, વિહરતી, નૃત્ય કરતી લીલા બની જીવી રહે એવું પથ્થરમાં સૌન્દર્ય મઢાઈ ગયું છે! ઊંચે છતમાં વીણાવાદિની યક્ષિણી તો જુઓ! શું મુગ્ધતા અને તન્મયતા તેના નેત્રમાં વિલસી રહી છે! દિવ્ય માધુરી સ્મિત બની તેના અધરને મલકાવી રહી છે. આ સ્મિતમાં વિહ્‌વલ કરી મૂકે એવું મોનાલિસાનું કામણ નથી. માતૃત્વની વત્સલતા છલકાવતું પ્રસન્ન સ્મિત અંતરમાં મધુરતા ભરે છે અને એની નાજુક સુકોમળ આંગળીઓ વીણાની મીંડને હલાવી સ્થિર થઈ ઊભી છે. અજંટાના 'પદ્મપાણિ' ચિત્રમાં સુરેખ આંગળાનું સૌન્દર્ય, કાવ્ય બની છલકાય છે, એને પણ ઝાંખુ પાડે તેવી આંગળીઓની અનન્ય નાજુકતા અને સ્વાભાવિકતા છટા ધરીને

અહીં ચમકે છે આંગળીઓનું સૌન્દર્ય અહીં આ શિલ્પમાં મલકી ઊઠે છે।

છતમાં અપ્સરાઓ વાદ્યવૃંદ બની ઊભી છે। ત્રિભંગિની એમની છટા છે। કોઈ વેણુ વગાડે છે, કોઈ મૃદંગ, કોઈ પખવાજ, કોઈ મંજીરા ધરીને ઊભી છે. દેરાસરના દેવતાની પ્રસન્નતા માટે આજે સંગીતની સંગતમાં એ વાદ્યવૃંદ મુગ્ધ બની ગયું છે. અને પેલી ગુંબજની છત તો જુઓ। ઊંધું કમળ પોતાના પ્રફુલ્લ દળને વિકસાવીને લટકી રહ્યું છે। શું જુઓ અને શું ભૂલો। આ દિવ્ય સૃષ્ટિને ક્ષણોમાં નીરખીને સ્વપ્નવિહારનો આનંદ અનુભવી શકીએ પણ વાસ્તવિક સમજ મેળવવા તો દિવસો સુધી અહીં તપ કરવું પડે તેના સ્તંભો, તેના ગુંબજો અને છતો, દહેરી, દહેરીમાં વિરાજેલા દેવતા, મંદિરના કંદોરા અને તોરણો, આરસમાં સુંદરતાને મલકાવે છે

દેરાણી જેઠાણીના ગોખલાઓ તો જુઓ। સંસારનાં સામાન્ય દેરાણી જેઠાણી સંપત્તિનો ઢેર જમાવાની સ્પર્ધામાં પડે અને એકબીજાની ઈર્ષ્યા કરે વસ્તુપાલ અને તેજપાલનાં ધર્મપત્નીઓએ પોતાના સ્વામીઓને સંપત્તિનો ધર્માર્થે ઉપયોગ કરવા પ્રેર્યા અને આરસોના આ ગોખમાં પોતાની સંપત્તિ ખર્ચી પથ્થરમાં પોતાની અમર કીર્તિકથા કોતરાવી દીધી। કહે છે સલાટો આરસની કોતરણીની, જેટલા રૂપિયાભાર રજ એકઠી કરી આપે એટલા ભાગ સોનુ કલાસર્જનની કિંમતરૂપે બદલામાં મળતું. એવી હતી આ બંધુબેલડીની

ઉદારતા! ધનુર્ધારિણી શક્તિમયીનું આ શિલ્પકાવ્ય તો જોવું જ રહી જાત. જમણા ખભે કલામય ધનુષ્ય ધરીને બેઠેલી એ શક્તિ, બીજા હાથમાં પણછથી ઓપતું શર ધરીને બેઠી છે. સંપૂર્ણ સ્વસ્થતા અને સ્મિત તેના અધર પર રમે છે!

આ કલાદર્શનનો આનંદ શબ્દમાં શી રીતે વણાય! શબ્દ આશ્ચર્યથી મુગ્ધ બની મૌન ધરી બેસી જાય છે! આબુની આ ધર્મસૃષ્ટિનું કલાદર્શન ધરાઈ ને માણવા માટે કલાકોની નહીં, દિવસોની તપસાધના જોઈશે એમ મને નક્કી કર્યું અને આ કલામંદિરોને વંદના કરી વિદાય લીધી.

કવિ ન્હાનાલાલના 'ગુજરાત' કાવ્યની લીટીઓ અંતરમાં ગુંજતી હતી—

> સજાવ્યા જૈને રસ શણગાર
> લતા મંડપ શા ધર્માગાર.

'ગિરનારને ચરણે' માંથી ત્યાં બીજી પંક્તિઓ સ્મૃતિને બહલાવી ગઈ:

> શું સૂક્ષ્મની ન ભરી સુંદરતા સ્થૂલોમાં!
> શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે?
> તો સ્થૂલને જડ કહી નિંદવું શે?

જાણે બ્રહ્મા આ સૌન્દર્યપૂર્ણ કૃતિઓને સર્જી જીવ મૂકતાં જ ભૂલી ગયા છે એવું શિલ્પસૌન્દર્ય આ કલાધામોમાં કલાસર્જકોએ સર્જી દીધું છે. નમસ્તે દેલવાડા!

## સનસેટ પોઈંટ

અમે પાછા અમારા મુકામ ઉપર આવી પહોંચ્યા. અમારે Sunset point ઉપરથી સૂર્યને આથમતો જોવો હતો. ઘડીક વિસામો લઈ અમે ચાલ્યા. માનવ પ્રવાહ એકધારી ગતિથી sunset point તરફ વહી રહ્યો હતો. જ્યાં જ્યાં ઊંચાણ મળ્યું ત્યાં ત્યાં આ અતિભવ્ય દશ્યને સ્મૃતિમાં મઢી લેવા માનવ સમાજ શાંત બની બેસી ગયો હતો। કોઈ અકળ, અગમ્ય, મનને ક્ષુભિત કરે એવા દશ્યને જોવા એક ટેકરી ઉપર આસન જમાવી અમે બેસી ગયા, શું સ્તબ્ધતા। બાળકો પણ મૌન પકડી બેઠાં હતાં। ટ્રાન્ઝીસ્ટર રેડિયા પણ ચૂપ બની ગયા હતા. સામી ક્ષિતિજે સૂર્યદેવ ઝાંખો બની ઊભો હતો. નીચે નીલવર્ણું અવકાશી જલ વિસ્તર્યું હતું। હમણાં ઘડી પછી સમગ્ર સંસારને પોતાના તેજથી ઉજાળી કર્તવ્ય પૂર્ણ થતાં આપણા પ્રાચીન યોગીઓની જેમ સૂર્ય દેવતા જલસમાધિ લેશે અને વિસ્તીર્ણ નીલવર્ણા જલરાશિમાં એ સમાઈ જશે. ઓહ। કેવો એ ભવ્ય, એ આત્મસમર્પણનો રોમાંચિત, કંપારી ઉપજાવી દે તેવો એ પ્રસંગ છે।

શાંતિ અને સ્તબ્ધતા બધે પથરાઈ ગઈ છે। ધીરે ધીરે સૂર્ય ક્ષિતિજનાં પગથિયાં ગૌરવપૂર્ણ ડગ માંડતો નીચે ઊતરે છે।

દીપક હોલવાતાં છેલ્લી વાર પ્રકાશની ચમક વિસ્તારી દે તેમ તપ્ત કાચના વર્ણની શોભા ધરી તે ચમકે છે! એક સૂર્યમાંથી ચાર પાંચ સૂર્ય જન્મે છે અને પાછા એકમાં સમાઈ જાય છે! શું અદ્ભુત એ લીલા છે! શું તેજસ્વી એ છટા છે! ધીરે ધીરે સૂર્ય ઝાંખો થતો જાય છે અને નીલવર્ણા અવકાશી જલમાં અર્ધ ડૂબ્યો એ નજરે પડે છે. 'અરે! એ શિખા! આ ગઈ! આ ગઈ! ખલાસ!' જલસમાધિ લેતા સંતની કાયા જલમાં સમાઈ જાય અને એ દશ્ય જોતા સમાજમાં નિર્વાક શાંતિ છવાઈ જાય એવી અંતરને ક્ષુબ્ધ કરતી શાંતિ છવાઈ ગઈ! ઓહ! કેવું ભવ્ય, અલૌકિક આત્મવિસર્જન! સ્મશાનમાંથી સ્વજનને વળાવીને ડાઘુઓ પાછા વળે એવી નિર્વાકતા સર્વત્ર વ્યાપી ગઈ. પશ્ચિમાકાશમાં મૃત્યુ સમો અંધકાર ફેલાતો હતો ત્યારે પૂર્વાકાશમાં પૂર્ણિમાનો ચાંદ ધીરે ધીરે ઊંચે ચઢતો હતો.

પુનઃ શશાંકઃ પુનરેવ શર્વરી

ચંદ્રદર્શનનો આનંદ સૂર્યના અદર્શનને જોયા પછી માણવાની ઇચ્છા જ મરી ગઈ!

આબુ આવી રઘુનાથજીના મંદિરની યાત્રા ન કરીએ એ તે કેમ ચાલે. મારે તો આરતીનાં દર્શન કરવાં છે! પેલી અલબેલી મુંબઈ નગરીના બાબુલનાથના મંદિરની જેમ અનેક માળવાળી ધર્મશાળાની મધ્યમાં રઘુનાથજીનું મંદિર ઊભું છે. અહીંની ભૂમિની અને મંદિરની કલ્પના મનમાં ભગવદ્દા

ચાર્યની આત્મકથામાંથી જે આકાર ધરી બેઠી હતી તેથી જુદો જ ઘાટ અને સ્વરૂપ નજરે પડે છે. ચોકની મધ્યમાં આલીશાન કહેવાય એવું આરસનું મંદિર છે. દ્વારમાં રામભક્ત હનુમાનજી અને માંગલ્યના અધિપતિ ગણપતિ બિરાજ્યા છે.

મંદિરમાં ઉચ્ચ આરસના આસન ઉપર અવધપુરીના અધીશ રામભદ્ર ધનુષ્ય ધરીને સ્મિત વેરતા ઊભા છે. પડખે શીલમૂર્તિ ભગવતી સીતા છે. પાપમૂર્તિ રાવણને હણી અમાંગલ્યનો નાશ કરી, વિજયનું સ્મિત વેરતા રામ ઊભા છે! ઘૃત દીપકના આછા પ્રકાશમાં અને વિદ્યુતના શાંત પ્રકાશમાં રામભદ્રની મૂર્તિ પ્રસન્નતા વેરે છે. 'ભલે બને હો નાથ!' હૃદયમાંથી બોલાઈ જવાય છે.

મંદિરમાં આછો ઘંટનાદ થાય છે, દુંદુભિ ગડગડે છે. હૃદયમાં ભક્તિનાં રોમાંચ જન્મે છે. પૂજારીના ડાબા હાથમાં રૂપેરી ઘંટા બજી રહી છે ને જમણા હાથથી દર્શનાર્થીઓના ઉપર રામનાં ચરણામૃત છાંટે છે. "હે! પાપમોચન! તારી કૃપાનું એક બિંદુ વરસાવી આ પતિતને પાવન કર પ્રભુ!" અંતરમાંથી આર્તનાદ ઊઠે છે. પણ એ કૃપાજલથી પાવન થવાની મારી લાયકાત હરિને મન વસી હોય એમ લાગતું નથી. હું એથી વંચિત રહી જાઉં છું. સૌષ્ઠવપૂર્ણ છટાભરી પૂજારીની કાયા છે. તે ધીરે ધીરે આરતીની દિ[illegible] સળગાવે છે. બુલંદ અવાજે ભક્તજનો આરતી ગાય [illegible]

હાથમાં આરતી નૃત્ય કરતી રમી રહે છે. આરતી ફણીધરના નર્તનની કલા ધરી શોભે છે. ફણાએ ફણાએ મણિ ચમકે છે અને મણિધર ડોલે છે. આરતી, લયમાધુર્યમાં રેલાય છે. શાંત સ્વસ્થ પવિત્ર વાતાવરણથી હવા ગુંજે છે. પૂજારીમાં શી ઝડપ છે! અને ચમક છે! મૃગ ગતિથી એક દેવથી બીજા દેવ તરફ એ વળે છે અને આરતી ઉતારે છે! બહાર કોઈ મહંતની મૂર્તિ છે. ગુરુને પ્રભુરૂપ પૂજતા એ પૂજારીએ ગુરુને આરતી કરી પ્રભુને પુનઃ આરતી ઉતારે છે અને આરતી થંભી જાય છે. મંત્રોચ્ચાર સાથે આરતીને જલ છાંટી, વધાવી.' ભક્તજનોમાં આરતી ફરતી થાય છે! તુલસીદાસનાં રચેલાં રામસ્તોત્રો હવામાં ગુંજે છે! તેનું લય માધુર્ય ગજબનું ભક્તિપૂર્ણ રોમાંચ રચી દે છે. નાનાં અને મોટાં, બાલ અને વૃદ્ધ એ સ્તોત્રને લલકારે છે અને એ બધાં વચ્ચે નાનકડી બાલિકા, સ્વસ્થતાથી તેની કાલી કાલી વાણીમાં સ્તોત્રમાં પોતાના સ્વર પૂરી સ્તોત્રને વધુ મધુર બનાવે છે.

આરતીનું દશ્ય મને અતિ પ્રિય છે એમાં આ રઘુનાથજીની આરતી મારી સ્મૃતિમાં મઢાઈ જાય છે.

* * *

નમસ્તે! અર્બુદાચલ નમસ્તે! નિર્જનતાને ઝંખતો, પ્રકૃતિની રમણામાં રમવા તારા ચરણે આવ્યો હતો! ધર્મભૂમિ તપોવનરૂપે મેં તને આરાધ્યો હતો. અહીં વિલાસને ક્રીડા કરી

રાચતો જોયો ! પ્રકૃતિની દેવતા વનરાજિમાં કુસુમિત થતી, પક્ષીઓના કલગાનમાં ગુંજતી અને ઝરણાનાં ઝાંઝર પહેરી નર્તનતી જોવાની ઝંખના અતૃપ્ત જ રહી ! વનો કપાઈ ગયાં છે ! ઝરણાં ગ્રીષ્મની ફૂંકે સૂકાઈ ગયાં છે અને પંખીઓ જાણે સ્થળાંતર કરી ગયાં છે આવી અતૃપ્તિ વચ્ચે કલા, ભક્તિ, સૌન્દર્ય અને તપદર્શનનાં અમી છાંટણાં ઝીલ્યાના આનંદથી, હૃદયસભર બની, તારી આજે તો વિદાય લઈ રહ્યું છે. નમસ્તે !

નમસ્તે ગુજરાત અને રાજસ્થાનના અડીખમ પહેરેગીરને !

## ઋણ-મુકિત

પ્રત્યેક માણસને માથે કોક ને કોક સામાજિક ઋણ ચઢે છે અને એ ઋણમાંથી વ્યક્તિએ સમાજ પ્રત્યે કર્તવ્ય અદા કરી મુક્ત થવાનું રહે છે. આજથી સાતેક વર્ષ ઉપર શાળાના આચાર્યશ્રીએ શાળા તરફથી જતા રાજસ્થાનના પ્રવાસમાં જોડાવા અને સૂચના કરી. હૃદય એ સૂચના સ્વીકારતાં આભાર સાથે આનંદમગ્ન બની નાચી ઊઠયું. આમેય જોશીઓની ભાષામાં વાત કરું તો મારા નસીબમાં પ્રવાસ બહુ લખાયો નથી. બહુ લાંબી એવી મુસાફરી મેં કરી નથી એમાં એકલવાયા રહી કોઈપણ રીતનો આનંદ લૂંટવાની મને ટેવ નથી. તેમ સાથીદારની હૂંફ વગર જાણે દૂર જઈ ભટકવા મન કબૂલતું નથી. શરીરનો જાણે ઊંડે ઊંડે એટલો મોહ મનને નિર્બળ કરી મૂકે છે. પણ મિત્રોના સાહચર્યમાં જવાનું હોવાથી, સોબત મળતી હતી અને સ્વાસ્થ્યની સલામતી વિષે નચિંતતા હતી

મેવાડ પ્રત્યેનું વારસાગત અંતરમાં પડેલું આકર્ષણ હતું. રાણા પ્રતાપે ચિતોડ ખોયા પછી આક્રમણખોરોના ધર્મ ઉપરના આક્રમણથી બચવા મેવાડ છોડી નાસી છૂટયા એમાં મારા પૂર્વજો હતા. અને તેની માટીમાંથી મારી કાયા ઘડાઈ હતી. અને એ પૂર્વજોનું લોહી મારી નસોમાં વહેતું હોવાથી

માતૃભૂમિનાં દર્શને જતા ભક્ત પુત્રની અંતરમાં ઉત્સુકતા હતી રાણા પ્રતાપની ટેક, પદ્મિનીનું બલિદાન અને જૌહર; કર્ણાવતીનું પ્રાણ-સમર્પણ, પેલી દાસી પન્નાની સ્વામીભક્તિ; અને મીરાંની પ્રેમલક્ષણા, કંઈક કંઈક એવા ચેતનવંતા રોમાંચને સ્ફુરિત કરતા ઇતિહાસના પ્રસંગો મેવાડના દર્શનની ઝંખના માટે અંતરમાં તલસાટ ભરી માયા જગાવતા હતા.

આમે શરીર પુનર્જન્મ પામ્યું હતું. '૫૭ની સાલમાં એક નાનકડો હૃદયરોગનો હુમલો ડૉકટરના નિદાન મુજબ આવ્યો હતો. અને જાણે મૃત્યુના મુખમાં જઈને પાછા આવતાં જે સંસારના સુખને અનુભવવાનું જ ન હતું તેની પુનઃપ્રાપ્તિ થયાનો રોમાંચક આનંદ દિલ અનુભવતું હતું. સૃષ્ટિમાં વ્યાપેલ સૌન્દર્યદેવતાનાં દર્શન ધરાઈ ધરાઈને કરવાની પુનઃ ઘડી મળી હતી. જીવનનો આસ્વાદ ઘૂંટડે ઘૂંટડે અંતરમાં પુનઃ ઉતારવાની અજબ ઘડી જાણે પ્રાપ્ત થઈ હતી. રોગ પૂર્વે જે સૃષ્ટિની વસ્તુઓ મનને સામાન્ય લાગતી હતી તે મને કાવ્યસભર જણાવા લાગી હતી. મારી બારીમાંથી નજરે પડતું તારામઢ્યું કે ચંદ્રને ધારણ કરતું આકાશ ઉરને હવે હસાવતું હતું અને મારા પડોશીના કંપાઉન્ડમાં ઝૂકી રહેલ લાલ કરેણનાં પુષ્પો જોતાં સૌન્દર્ય–દર્શન કર્યાનો અપૂર્વ આનંદ ઉરમાં જાગતો હતો. તો મેવાડની ભૂમિમાં અદ્ભુત ઐતિહાસિક ઘટનાઓ દટાએલી પડી છે. એવી ઇતિહાસનાં ખંડેરોની ભૂમિ રાજસ્થાનમાં જવાનું હતું અને પાછું ત્યાં

જઈ મારા કુલદેવતા એકલિંગજીનું દર્શન કરવાની તક મળતી હતી. મારા કંઈક પૂર્વજો એકલિંગજી જવા ઝંખતા હશે પણ જઈ નહીં શકયા હોય તે હું તેમનો રક્તજ જતો હતો. એ ઘડી શું ઓછી સુખદ હતી ! અને સૌંદર્યમંડિત પ્રકૃતિનાં દર્શન થવાનાં હતાં. પ્રવાસે જતી વખતે અંતરમાં શા શા ઉલ્લાસ જાગ્યા હતા ! એ શબ્દસ્થ શી રીતે કરાય ? સૃષ્ટિની રજે રજમાં મને કાવ્ય વ્યાપેલું જણાતું હતું. નવી દૃષ્ટિથી જીવનને જોવાનું, 'માણવાનું મારો હૃદયરોગ શીખવી ગયો હતો. " Thank God, I had heart attack." આ ઉલ્લાસથી પ્રવાસે ઊપડવાની હું માનસિક તૈયારમાં પડયો હતો.

મિત્રો પ્રવાસ માટેની દોડધામ, તૈયારીમાં પડયા હતા. શરીરે અપંગ હું લેખાયો હતો અને વધારામાં તે વખતે જ શાળાના રંજન કાર્યક્રમનુ આયોજન કરવાના શ્રમમાં પડયો હતો. એટલે પ્રવાસની આવી કોઈ તૈયારીમાં હું ઉપયોગી થઈ શકું તેમ ન હતો વિદ્યાર્થીઓને સહીસલામત શિસ્તપૂર્ણ લઈ જઈ પાછા લાવવાનું કામ સામાન્ય અગત્યનું ન હતુ ! તેમને કોઈ પણ રીતની પ્રવાસમાં ખાધાપીધાની અગવડ ન પડે તે જોવાનું કામ પૂર્ણ જવાબદારી ભર્યું હતું અને વાહન વગેરેની સ્થળે સ્થળે ગોઠવણ કરવી એ કંઈ હસીખેલની વાત ન હતી. પ્રવાસનો ઓછામાં ઓછો અનુભવ ધરાવતો હું આમાં શી રીતે ઉપયોગી થઈ શકું તેમ હતું !

પણ મારામાં કુતૂહલ હતું. જન્મભૂમિની યાત્રાએ જઈ રહ્યો છું તે ભૂમિનો ઇતિહાસ જાણી લીધો હોય તો ? તેની ભૂગોળ, તેના સંસ્કારપૂર્ણ જીવન જીવવાની કલા, તેના તહેવારો ને ઉત્સવો, તેની સામાજિક નબળાઈઓ અને તેજસ્વિતા તેનો વર્તમાન ઇતિહાસ, તેના ભૂતકાલના સંતો અને મહાજનો, વર્તમાનના રાજ્યરથીઓ અને સમાજસેવકો, કવિઓ અને ચિંતકો તેમ જ વિદ્યાગુરુઓ, આ બધા વિષેનું કુતૂહલ સંતોષાઈ જાય અને પછી તે ભૂમિની યાત્રાએ ગયા હોઈએ તો તે ભૂમિનું દર્શન કૃતાર્થ બને એમ કરી, ટોડકૃત રાજસ્થાનને ઇતિહાસ મેળવી લીધો અને જોઈ લીધો. રાજસ્થાનની ચિત્રકળાએ અંતરમાં રસિકતા પૂરી હતી. તેની કલા વિષેનુ મર્મપૂર્ણ વિવેચન એને સમજવા વાંચી લીધું. તેમના ઉત્સવો તેની શિક્ષણ સંસ્થાઓ વિષે આછીપાતળી માહિતી મેળવી લીધી. એ મારો શૈક્ષણિક પ્રવાસ હતો, એ કાંઈ Flying visit ઊડતી સફર ન હતી. બાળકો જ્યારે પાછા વળે ત્યારે તેમનું ચિત્ત ભાવનાઓથી અને નૂતન જીવનદૃષ્ટિથી રંગાઈ તાજગીપૂર્ણ બને એવી સામગ્રી સાથે–ભાથું તૈયાર કરી જવાના કામમાં હું પડયો. બાળકોને ઘડવાની, પ્રેરણા આપવાની વાત કરતાં તો, ખરી રીતે મારે મારા અંતરમાં પ્રવાસની ઉષ્મા ભરવી હતી. એ ભરવા માટે થોડે વત્તે અંશે તૈયાર હું થઈ ગયો.

અને પ્રકૃતિમાં રસ છે. ક્ષણે ક્ષણે નવતાં ધારણ કરતી

અને રંગપૂર્ણ વિવિધ સ્વરૂપો સર્જતી ચિત્રલેખા પ્રકૃતિની લીલામાં મને કાવ્યાનંદ મળી રહે છે. આનંદ અનુભવી કંજૂસના ધનની જેમ ચિત્તના પટારામાં ભરી રાખવો મને ગમતો નથી. આનંદની લૂંટ કરવી અને લૂંટ કરાવવી એમાં એક જાતનો મને મસ્ત આનંદ મળી રહે છે અને એમ મારા આનંદની સંપત્તિ દ્વિગુણિત થાય છે. એટલે જ જે આનંદ મેં પ્રવાસમાં મેળવ્યો તેની આ પુસ્તકમાં લહાણી કરી છે.

પ્રવાસ દસ જ દિવસમાં પતાવવાનો હતો, માનવ દિલનાં અનેક ઉદાત્ત મનોમંથનોથી પૂર્ણ મેવાડનો ઇતિહાસ દોડતાં દોડતાં વિદ્યાર્થીઓને કહેવા મળ્યો અને ઘણું ઘણું રહી ગયું તે 'રંગ મેવાડને'માં કયારેક તો રજૂ થશે.

જન્મભૂમિનું ઋણ હતું, પૂર્વજોનું ઋણ હતું અને સંસ્થાએ ઋણ ચડાવી મને આ નાનકડા પ્રવાસમાં સામેલ કર્યો હતો. રાજસ્થાનનાં પ્રવાસચિત્રો અને તેના રંગભર્યા ઇતિહાસને રંગીલા રાજસ્થાનનાં પાનાં ઉપર ઉતારીને ઋણ-મુક્ત થવાની હાશ હું આજે અનુભવું છું.